પદ ૯૭ મું. રાગ કાફી.

હનુમાન પધારે જાણીએ હો ॥ હો વારી લલના ॥ ભણત મનોહરી નાર ॥ હનુ૦ ॥ ટેક ॥ વ્રક્ષ બેઠકર વાંદર આયે, દીની મુદ્રકળાય ॥ લલના ॥ ઓળખીને થયાં આકળાં રે, ગદગદ રૂવે સીતા નાર ॥ હનુ૦ ॥ ૧ ॥ એરે મુદ્રીકા મેરે રામકી રે, કૌઉ ચડી વનચરતોરે હાથ ॥લલના ॥ પુછે સીતા સુંદરી રે, કુશળ છે અજોદ્ધાનો રાય ॥ હનુ૦ ॥ ૨ ॥ હનુમાન હઠીલો ઓચર્યો રે, મત કલપો મોરી માય ॥ લલના ॥ અઢાર પદમદળ મેં લેઇ આયો, આયો હે અનાથનકો નાથ ॥ હનુ૦ ॥ ૩ ॥ ધન્ય તેરી માતા અંજની હનુવા, ધન્યરે પવન તોરો તાત ॥ લલના ॥ દશરથકો સુત મેળવે રે, વજ્ર કરૂં તોરો ગાત્ર ॥ હનુ૦ ॥ ૪ ॥ લખમણકો કહો મે નામાંનો ન સુણો, સાંભળ હનુમાનસંત॥ લલના ॥મ્રગ મારવા મેં મોકલીયા, કંચુકીઇ કારણ કંથ ॥ હનુ૦ ॥ ૫ ॥ ખરી ખદા વાપી મોરી માતા, આજ્ઞા દો મોરી માય ॥ લલના॥ ચોકી ફીરત હે ચોર રાવણકી, પક્યાં પક્યાં ફળ વેણી ખાઓ ॥ હનુ૦ ॥ ૬ ॥ લીયે વચન સીતાજીકે સુણેરે, હનુમાન ચડી હે રીસ ॥ લલના ॥ આજ્ઞા નહી લાયો મેરે રામકી, લંકા ગઢ દેત ઉંધે શીશ ॥ હનુ૦ ॥ ૭॥ વાડી વણસાડીને વનફળ ખાઓ, ઝુડો બીજોરીકો ઝાડ ॥ લલના ॥ કેળને આંબા આંબલીરે, ઝુડો હે ભાર અરાઢ ॥ હનુ૦ ॥ ૯ ॥ જબ રઘુનાથે સાહર બાંધો, સેના ઉતારી પાર ॥ લલના ॥ નીદનેગોલા ઢુબ કરી રે, ફરફરીયાંને જોને નીશાન ॥ હનુ૦ ॥ ૧૦ ॥ રાવણ મારી લંકાંગઢ લીનો, મનોહરી ભઈરે ઉદાસ ॥ લલના ॥ રામ લક્ષમણ કરે રામ ડારે, ઢીગલમલ પુરે ચરણ વાસ ॥ હનુ૦ ॥૧૦॥

પદ ૯૮ મું. રાગ કાફી.

રઘુનાથ પધારે જાને હો ॥ હોવારી લલનારે ॥ જાનકી જીવણ પ્રાણ ॥ રઘુ૦ ॥ ટેક ॥ જબ રઘુનાથે સાહર બાંધ્યો, સેના ઉતારી પાર ॥ લલના ॥ તીન લોક જબ કંપને લાગે, કંપ્યો છે વસુકી નાગ ॥ રઘુ૦ ॥ ૧ ॥ કેહેત મનોહરી સુણો પીય રાવણ, દોકર મીલને જાવ ॥ લલના ॥ જાકી જાનકી તુમ હર લાયે, નાંખેગો દશ શીશ તોડ ॥ રઘુ૦ ॥ ૨ ॥ કહેત પીયા રાવણ સુણો હો મનોહરી, ઘટત હમારો માન ॥ લલના ॥ સકળ દેવતા હમ બસ કીને, રહ્યો હે એકીલો રામ ॥ રઘુ૦ ॥ ૩ ॥ હનુ-

માન જૈસે પાયક જાકે, લક્ષમણ હે બડવીર ॥ લલના ॥ જલતી અગનમાં જાઉ બસત હે, જ્યોં સાગરમાં નીર.॥ રઘુ૦ ॥ ૪ ॥ ઇંદ્રજીત તો પુત્ર હમારે, કુંભકરણ બડવીર ॥ લલના ॥ દશ મુસ્તક વીશ ભુજા હમારે, અડો હે સમુદ્ર નીર ॥ રઘુ૦ ॥ ૫ ॥ રાવણ મારો મેહેરાવણ મારો, દીયો હે વીભીષણકુ રાજ ॥ લલના ॥ જાનકી લેઇ રઘુનાથ પધારે, તુળસીદાસ બળ બળ જાત ॥ રઘુ૦ ॥ ૬ ॥

પદ ૯૯ મું. રાગ કાફી.

રંગભીના રંગીલો, છાંટે પીચકારી ॥ અની હાંરે લાલ છાંટે પીચકારી ॥ ટેક ॥ જુમનાંની તીરે હળધર વીર, ખેલ મચ્યો અતી ભારી ॥ છાંટે૦ ॥ ભીની ચોળી હરી રમે હોળી, ટોળી મલી વ્રજનારી ॥ છાંટે૦ ॥ ૧ ॥ કદમ કદમને પ્રેમલ મેહેકે, ભમર કરે ગુંજારી ॥ છાંટે૦॥ સ્વામી દ્વારકાંનો સખીઓમાં શોભે એ, સુંદરલાલ બલીહારી॥ છાંટે૦॥૪॥

પદ ૧૦૦ મું. રાગ કાફી.

છોડ છોડ છબીલા છેડલો, હોવારી લલના ॥ દેખે છે દુરીજન લોક ॥ છોડ૦ ॥ ટેક ॥ મારે ખેર લીએ જે રે જોઇએ તે, કહો તો કાંઇ કાંઇ આપુ ॥ લલના ॥ સારી સોપારી ને એલચી, કાથો ચુનો બીડલી પાન ॥ છોડ૦ ॥ ૧ ॥ બોલી મઇયારણ ભાગ અમારો, મુખમાં ડારો મુખવાસ ॥ લલના ॥ એક વચન માન્યું અલબેલે, તમે ઠાકોર અમે દાસ ॥ છોડ૦ ॥ ૨ ॥ બળવંત બળીઆસુ, લગીર લઢયા, અરસપરસ હોઇ જાય ॥ લલના ॥ ભુતનાથ ચરણે ભણે અખૈઇયો, લખ્યો છે એવી ધારણા ના લેખાય ॥ છોડ છોડ૦ ॥ ૩ ॥

પદ ૧૦૧ મું. રાગ કાફી.

વાગે છે ડફ વાંસળી હો, હોવારી લલના ॥ ઉડે છે અબીલ ગુલાલ ॥ વાજે છે૦ ॥ ટેક ॥ નાચે છેરે નટુવા નાહાના, ગાય છે ગોપાળ ॥ લલના ॥ રમે છે ગોકુળને ચોરે, માંહી છે નંદાજીકો લાલ ॥ વાજે છે૦ ॥ ૧ ॥ ઘેરઇયા મન ગમતું બોલે, ગોપી જોઇ ઘેહેલી થાય ॥ લલના ॥ વહુવારૂથી વાટે ઘાટે, માટે તો નવ નીસરે બાર ॥ વાજે છે૦ ॥ ૨ ॥ અબીલ ને દેખીને આવે, રોળી રંગ અપાર ॥ લલના ॥ રૂગનાથના સ્વામીની સંગ રમતાં, હારીને ઉઘાડે દ્વાર ॥ વાજે છે૦ ॥ ૩ ॥

### પદ ૧૦૨ મું. રાગ કાફી.

ઉભા છે વાલમા વાટમાં હો, હોવારી લલના ॥ સાથે છે ગમતા ગોવાળ ॥ ઉભા છે૦ ॥ ટેક ॥ ભરી છે કેશર પીચકારી, ધરી છે તે કર ॥ લલના ॥ આવે છે તેહને છંટે છે એ, વારે છેતની કેડે ધાય ॥ ઉભા છે૦ ॥ ૧ ॥ અબીલની એલી કીધી, ગુલાલ રંગરોળ ॥ લલના ॥ એક એકના માથા ઉપર, કરે છે ઢોળાઢોળ ॥ ઉભા છે૦ ॥ ૨ ॥ એક એકની વહુ વારૂને, બોલાવી છે ઘેર ॥ લલના ॥ રૂગનાથના સ્વામીની સંગ રમતાં, વાગે છે ભુંગળ ભેર ॥ ઉભા છે૦ ॥ ૩ ॥

### પદ ૧૦૩ મું. રાગ કાફી.

રમે છે હોરી રંગમાં હો, હોવારી લલના ॥ સંગમાં સકળ આહેરે ॥ રમે છે૦ ॥ ટેક ॥ ભાતભાતના ભેખ બનાયા, હેતે હળધર વીર ॥ લલના ॥ અબીલ ગુલાલને હરધ કુમકુમ, કેશર કેશુડી નીર ॥ રમે છે૦ ॥ ૨ ॥ ભેડ વજાડીને ભડવા નાચે, નયણાં ગોળે ગોપાળ ॥ લલના ॥ કેડ હલાવે ને બગલ બજાવે, આલ કરી થાય અલોપ ॥ રમે છે૦ ॥ ૨ ॥ શીવ સુનકાદીક ઓર નારદમુની, જોઈ જોઈ મન મલકાય ॥ લલના ॥ રૂગનાથના સ્વામીની સંગ રમતાં, પુન્ય તણો નહી પાર ॥ રમે છે૦ ॥ ૩ ॥

### પદ ૧૦૪ મું. રાગ કાફી.

બેસરકો મોતી જુગ મોહ્યો હો, હો મેરી લલનારે ॥ મોહ્યો હે નંદાજીકો લાલ ॥ બેસર૦ ॥ ૧ ॥ નીકસીતાગરી વસત વંદ્રાવન, તલવહે જુમનાં તીર ॥ લલના ॥ પંચસખી જળ ભરન નીકસી, પેહેર્યો હે દક્ષણીકો ચીર ॥ બેસર૦ ॥ ૨ ॥ આંગીઆં અજબ કુસમુદરી આઈ, લેગો લાલ ગુલાલ ॥ લલના ॥ ગજગતી ચાલને પુર વાગે, મોહ્યો હે મોહનલાલ ॥ બેસર૦ ॥ ૩ ॥ આંજ નેન નખ જત દ્રગ બેઠે, માનની બસન બનાય ॥ લલના ॥ હીત હરી બંસ જીવન માધવ, ગોવાલણી ઉર લપટાય ॥ બેસર૦ ॥ ૪ ॥

### પદ ૧૦૫ મું. રાગ કાફી.

આયો ફાગણ માસ, કહો સબ હોરી હોરા ॥ એકદીશ બ્રખુભાન નંદની, એકદીશ હળધરકો જોરા ॥ આયો૦ ॥ ૧ ॥ વ્રજનારી ગારી દે દે ગાવત, બન બન આઈ સજ સજ કોરા ॥ જાને નંદા પકડોરે શામકું,

સબહી ધરે જોબનકો જોરા ॥ આયો૦ ॥ ૨ ॥ રહી ન શકત કોઇ અપને ભોવનમે, માનુ કામકો ફરત ડંડોરા ॥ કૃશ્નજીવણ લછીરામકે પ્રભુશુ, હોત હે ઝક ઝોરી ઝારા ॥ આયો૦ ॥ ૩ ॥

પદ ૧૦૬ હું. રાગ કાફી.

મેરે કુંવર છબીલે મન હર્યો હો, હો મેરી લલના ॥ મોહન મોરલી બજાય ॥ મેરે૦ ॥ ટેક ॥ આજ સખી આલી છોડા દેખો, શામ સવરેં ગાય ॥ બલજાઉ ॥ નંદપોર આગે હો નીકસો, ચલો હે ખરકમેં જાય ॥ મેરે૦ ॥ ૧ ॥ પીળી પાઘ કેશરીએ વાઘે, પેહેરન લાલ અજાર ॥ બલજાઉ ॥ ફેંટા અજબ કસુંમલ સોહે, બન્યો કુંવર વ્રજરાજ ॥ મેરે૦ ॥ ૨ ॥ બાંહે બાજુબંધ આંગુરીઆ મુદરી, શોભા વરણી ના જાય ॥ બલજાઉ ॥ ક્ષુદ્ર ઘટકા કટી બીરાજત, નેપુર બાજત પાય ॥ મેરે૦ ॥૩॥ કુંડળ લાલ કપોલની રાજત, મુક્તા દુરીગ્રીવ ॥ બલજાઉ ॥ ઉજવળ હાર બન્યો ગુંજામણી, સુંદરતાકી હે શીવ ॥ મેરે૦ ॥ ૪ ॥ દેખી રૂપ મોહી પડી હેક ગોરી, ચરણ ચલ્યો નવ જાય ॥ બલજાઉ ॥ બુજત નામ કહા દેઉ છેરો, હશો હમારે ઢીંગ આય ॥ મેરે૦ ॥ ૫ ॥ ઉરકી માળ લે મોહી પેહેરાવો, અધુર સુધારસ પાય ॥ બલજાઉ ॥ લીલા સીંધુ કહા લગી વરણું, જન હરીઆ બળી જાય ॥ મેરે૦ ॥ ૬ ॥

પદ ૧૦૭ મું. રાગ કાફી.

તુમ કાહે ના ખેલો લાડલી હો, હો મેરી પ્યારી ॥ રસીક કુંવર સુખ લેન ॥ તુમ૦ ॥ ટેક ॥ હમ જાને તુમ આવત રૂડી, શ્રી મોહન છીરકે નયન ॥ બલજાઉ ॥ તેરી સામળ કુંવર કીસોરી, પીઆપેં બદલો લેન ॥ તુમ૦ ॥એતનો સુંની શામા મુસકાંની, અરગજા ઘોળી ગુલાલ॥ બલજાઉ ॥ પાછેને ચીત ચોર કીશોરી, ચરચે શ્રી મદનગોપાળ ॥ તુમ૦ ॥ ૨ ॥ પીતાંબર ડારી ભગે મનમોહન, લલીતા પકડે ધાય ॥બલજાઉ॥ એક કહે નાચો મોરલીધર, એક કહે કછુ ગાય ॥ તુમ૦ ॥ ૩ ॥ તબ ગોવાલણ પીચકારી ડારી, શ્રી મોહન લેઇ હે છીનાય ॥ બલજાઉ ॥ હસત હસત આયે મોરલીધર, વેણી શીરસુભગ ગુંથાય ॥ તુમ૦ ॥ ૪ ॥ ખેલત ફાગ પ્રેમસો મોહન, ફગુવા મેવા દીન ॥ બલજાઉ ॥ નરહરીકે પ્રભુ ખેલ વીભળ ભયો, નારદમુની સુખ લીન ॥ તુમ૦ ॥ ૫ ॥

પદ ૧૦૮ મું. રાગ કાફી.

લાડીલે ઢોંડે મન હર્યો હો, હર્યો નેનનકી દે દે સેન ॥ લાડીલે૦ ॥ ટેક ॥ આજ સખી હું ગઈ સેજમેં, ગોપાળજીકે દ્વાર ॥ બલજાઉ ॥ ભોર ભયો આંગણમેં દેખો, ઠાડો હે નંદકુમાર ॥ લાડીલે૦ ॥ ૧ ॥ સોભે ભીંની પાઘ કેશરી, રહી હે ભાલપર આય ॥ બલજાઉ ॥ માનુ અખીલ ભોવનકી શોભા, મોંપે વરણી ના જાય ॥ લાડીલે૦ ॥ ૨ ॥ ધોતી સહીત લાલ ઉપરણા, શોભીત શમલે ગાય ॥ બલજાઉ ॥ સુરત રંગમાં ઝીલ્યો શામળો, નેનન ઉત ઉત જાય ॥ લાડીલે૦ ॥ ૩ ॥ ચરણ કમળ ગોપાળ સબનકે, વસેજી આમાં આય ॥ બલજાઉ ॥ સોઇ ગોપી સોઇ ગીરધારી, રામદાસ બળી જાય ॥ લાડીલે૦ ॥ ૪ ॥

પદ ૧૦૯ મું. રાગ કાફી.

આંખોમાં ભરેરે ગુલાલ, લોકડીઆ દેખે ॥ મહીયરની મરજાદ માહારે, સાસુડીનું સાલ ॥ લોક૦ ॥ ૧ ॥ કોય ના જાણે એવું કરીએ, વહાલપણાનું વહાલ ॥ લોકડીઆ૦ ॥ ૨ ॥ ચોળી ફાટીને માહારાં ચીર તણાયાં, ટુટી ઉરની આળ ॥ લોકડીઆ૦ ॥ ૩ ॥

પદ ૧૧૦ મું. રાગ કાફી.

મોહનકે ખેલ રંગ રહ્યો હો, હો મેરે પ્યારે ॥ સુંદર ચતુરસુજાણ ॥ મોહનકે૦ ॥ ટેક ॥ ઇતસેં શ્રીહરી સકળ સખા સંગ, આયે જમનાં તીર ॥ લલના ॥ ઉતને શ્રી રાધાજી આઈ, નવ જુવતનકી ભીર ॥ મોહનકે ॥ ૧ ॥ તીન તનસુખકી સારી પેહેરે, લાલ કંચુકી સાથ ॥ લલના ॥ અધ ઉત રોટપીન બીરાજત, ભુખણ બીબીધસુ હાથ ॥ મોહનકે૦ ॥ ૨ ॥ ચુવા ફુલેલ અરગજા કુમકુમ, પીચકારી સબ હાથ ॥ લલના ॥ સનમુખ જુથ પરસ્પર છીરકત, આણંદ ઉર ન સમાત ॥ મોહનકે૦ ॥ ૩ ॥ ઊડત ગુલાલ અબીર દોદીસ, શીતળ ભયો સબ સાથ ॥ લલના ॥ શામ સલુણે અતીરસ લંપટ, હસી પીયા લીની ભરી બાથ ॥ મોહનકે૦ ॥ ૪ ॥ મન ભયો કરી છાંડી હે મોહન, લાડીલે સુઘર પ્રબીન ॥ લલના ॥ જુગલરૂપ પર જુગ, બળી બળી ગોવિંદ તનમનકી ॥ મોહનકે૦ ॥ ૫ ॥

પદ ૧૧૧ મું. રાગ કાફી.

મોહનકે ખેલત રંગ રહ્યો હો, શ્રી રાધા વલભ ખેલે ફાગ ॥ મો-

હનકે૦ ॥ ટેક ॥ એકજુ આઇ આન ગાઉ તે, સુંદરી પરમ સુજાન ॥ લલના ॥ આ ઢોઠાહે કોન બાપ ગોપકો, મીરત ભરી ભરી ભાણ ॥ મોહન૦ ॥ ૧ ॥ ખેલન ચલી જોબન મદમાતી, અધર સુધારસ પાય ॥ લલના ॥ નિરખી નિરખી મુખ કમળ નેંનકે, આણંદ ઉર સમાય ॥ મોહન૦ ॥ ૨ ॥ ખેલણેકોઈ ન કરે ભાગરી, લાલકે લગેગી ચોટ ॥ લલના ॥ મોહન મુરતી સાંવરેકો, રાખેગી અચરાકી ઓટ ॥ મોહન૦ ॥ ૩ ॥ ખેલ ડગે જબ ઉલટી ચલી, ચલી હેં બેનીફરે ચહું અંગ ॥ લલના ॥ મનહુ ચંદ્રકે વદન સુધાપર, ઉઠી ઉઠી લાગત ભોવન ॥ મોહન૦ ॥ ૪ ॥ ઇત કર કનક લકુટી લીએ નાગરી, ઉત હરી ઓડણુ જોર ॥ લલના ॥ ઇતહે રંગ રંગીલી રાધા, ઉતહેં નંદ કીશોર ॥ મોહન૦ ॥ ૫ ॥ ચુવા ચંદન અગર અરગજા, ઓરની ઉડત અબીર ॥ લલના ॥ નવ મટુકીમાં કેશર ઘોળી, નીરમળ જુમનાંકો નીર ॥ મોહન૦ ॥ ૬ ॥રૂંમઝુંમરૂંમ ડફ ઝાંઝ ઝાલરી, જંત્ર પખાજવ તાલ ॥ લલના ॥ મદન ભેરી રાયગીરીરે, બીચ બીચ બેંન રસાળ ॥ મોહન૦ ॥ ૭ ॥ જુમનાં ફુલન ફુલી બંસીવટ, ગાવત ગોપ ધુમાર ॥ લલના ॥ હરી નારાયણ પ્રભુ ફગુવા દીનો, મેવા બોહોત મગાય ॥ મોહન૦ ॥ ૮ ॥

પદ ૧૧૨ મું. રાગ કાફી.

નંદજીને નંદને લુંટી રે લુંટી, હો મેરી લલના ॥ આ નગરમાં નહી નાય ॥ નંદજી૦ ॥ ટેક ॥ હરી એ કસબકી અંગીઆંરે લુંટી, ઓર દક્ષણીકો ચીર ॥ લલના ॥ ઉરપર હાથ ધરો મનમોહન, દેખત બ્રીજકો આહીર ॥ નંદજી૦ ॥ ૧ ॥ ઝાંઝર નેપુર અણવટ વીંછુવા, ઓર ગલેકો હાર ॥ લલના ॥ કંઠસરી દુલરી નથ બેસર, લુંટયો હે સકળ શણગાર ॥ નંદજી૦ ॥ ૨ ॥ કાકરૂ કીત જાઉં મેરી સુજની, કાહાંસું કરૂં પોકાર ॥ લલના ॥ એ હોરીકો રાતોરે માતો, દેત હે અટપટી ગાર ॥ નંદજી૦ ॥ ૩ ॥ વ્રજ રહો બરજો નહી માનત, એસો બડો રે ખેલાર ॥ લલના ॥ સુરશામ પ્રભુ હોળી રે ખેલે, આ વ્રજ બસવો ના જાય ॥ નંદજી૦ ॥૪॥

પદ ૧૧૩ મું. રાગ કાફી.

હાંરે સખી નીકસે મોહનલાલ, વ્રજમાં ખેલત ફાગ ॥ રંગ હો હો હોરી ॥ હાંરે સખી ગુમડો અબીલ ગુલાલ, માનુઓ અનુરાગ ॥

રંગ૦ ॥ ૧ ॥ હાંરે સખી શોભત મદન ગોપાળ, કટી બાંધે પટ સોહને ॥ રંગ૦ ॥ હાંરે સખી કાછનીકાછે, લાલ નીચોયો રંગ મોહને ॥ રંગ૦ ॥ ૨ ॥ હાંરે સખી મોર મુગટ છબી દેખ, બંક હસની દ્રગ દેખતાં ॥ રંગ૦ ॥ હાંરે સખી સબનકો હૈ ઓ હરી લેત, ઇન મીન માનુ પેખતાં ॥ રંગ ॥ ૩ ॥ હાંરે સખી સબ પઢ આવજ સુરબી અન, અનાઘાત ગતી બાજહી ॥ રંગ૦ ॥હાંરે સખી તાલ મ્રદંગ ઉપાંગ, રૂંમઝુંમરૂંમ ડફ ગાજહી ॥ રંગ૦ ॥ ૪ ॥ હાંરે સખી છીરકત પીયા નંદાનંદ, પીયા પટ ઓટ બચાવહી ॥ રંગ૦ ॥ હાંરે સખી માનુ ધન્ય પુનમચંદ, દુરહી નીકસી પુની આવહી ॥ રંગ૦ ॥ ૫ ॥ હાંરે સખી બને હે ત્રીઅનકે અંગ, છીરકી છીંટ છબી છેલકી ॥ રંગ૦ ॥ હાંરે સખી માનો ફુલી રંગરંગ, લલીત લતા જાનો પ્રેમકી ॥ રંગ૦ ॥ ૬ ॥ હાંરે સખી બાઢા પરસ્પર રંગ, ઉમંગી ઉમંગી રંગ ભરનમેં ॥ રંગ૦ ॥ હાંરે સખી નીરખી ભઇ ગતી પંગ, પીતાંબર પરહરનમેં ॥ રંગ૦ ॥ ૭ ॥ હાંરે સખી જબ ગ્રહી રંગન ભરે, મોહન મુરતી સાંવરો ॥ રંગ૦ ॥ હાંરે સખી હરી હસીજુ પરે, મુની મન વેલગડએ બાવરે ॥ રંગ૦ ॥ ૮ ॥ હાંરે સખી ભઇ સરસ્વતી બોર, ઓર ખેલ કહા લોકસેં ॥ રંગ૦ ॥ હાંરે સખી રંગ ભરે સાંવરે ગોર, નંદદાસ હર દેવસેં ॥ રંગ૦ ॥ ૯ ॥

## પદ ૧૧૪ મું. રાગ કાફી.

માયા છે કાળી નાગણી હો, હોવારી લલના રે ॥ ડસીયો છે સઘળો સંસાર ॥ માયા૦ ॥ ટેક ॥ બ્રહ્મા વીષ્ણુ પ્રગટ કરીયા, શોધી કહાડ્યા શંકરદેવ ॥ લલના ॥ માહા કેહે તુમ વરો રે સદાશીવ, વર શંકર ભોળાનાથ ॥ માયા૦ ॥ ૧ ॥ શંકર કહે તમે સુણો હો માયા, સજીવન કરો મેરા ભાઈ ॥ લલના ॥ તો માયા શંકરકુ વરેગી, દેહી કરોને આતમ દુર ॥ માયા૦ ॥ ૨ ॥ બ્રહ્મા વીષ્ણુ સજીવન કરીયા, મળીયાં છે ત્રણુ સ્વરૂપ ॥ લલના ॥ ત્રણે દેવ મળી સષ્ટી રચાવી, ખેલ રચ્યો અતી સાર ॥ માયા૦ ॥ ૩ ॥ બ્રહ્માએ તો સૃષ્ટી રચાવી, શંકરે કર્યો શણગાર ॥ લલના ॥ બ્રહ્માને ઘેર બ્રહ્મા જે રાણી, લક્ષ્મીજી ઉમીયા છે નાર ॥ માયા૦ ॥ ૪ ॥ ઇંદ્ર હસીયા ને ચંદ્ર ડસીયા, ડસીયા નારદમુની વાસ ॥ લલના ॥ ધ્યાન ધરતાં જોગીને ડસીયા, પળમાં ડસીયો છે સંસાર ॥ માયા૦ ॥ ૫ ॥

રામા અવતારે રાવણુ માર્યો, ક્રશ્ન જનમમાં કંઇસ ॥ લલના ॥ ગોકુળમાં ગૌધેન ચરાવે રે, ગુણુ ગાવે કબીરદાસ ॥ માયા૦ ॥ ૬ ॥

પદ ૧૧૫ મું. રાગ કાફી.

તરભંગી મોહન મન હર્યો હો, હો મેરી લલના ॥ વ્રજજન સુખ હો દેન ॥ ટેક ॥ ઘરે ઘરે નેબીક વ્રજ વીનતા, ચલી હે નંદ દરબાર ॥ લલના ॥ દેખન રૂપ મદન મોહનકો, કીનો હે પ્રેમ વીસતાર ॥ તર૦ ॥ ૧ ॥ તન તન સુખકી સાડી પેરે, અંચ રોટા છબી દેત ॥ નીલ કંચુકી અતી રાજત હેં, કસુબી ફુલન સમેત ॥ તરભંગી૦ ॥ ૨ ॥ ગજ ગામની ભામની અતી પ્રમુદીત, પદનુપુર ઝમકાર ॥ મન હુંમરાલ મંડળી શોભીત, રહ્યો હે નીરતતાકાર ॥ તરભંગી૦ ॥ ૩ ॥ છુદ્ર ઘંટીકા રાજત કટીતટ, સપત સુર કનકળ આજ ॥ આતુર હેં આઈ ઘર ઘર તેં, માનહું મતે ગજરાજ ॥ તરભંગી૦ ॥ ૪ ॥ મુકતામાળ ચોકી હમેળ, ખગ વારી દુલરી પોતી ॥ કંઠ પદ કરી જંગમ ગાત હેં, મુખ તુલી જાવક જોતી ॥ તરભંગી૦ ॥ ૫ ॥ ચાર ચારૂ ચુરીઆં પહુંચીનપર, ડાર બીરાજસુ ઘાટ ॥ કર પલવ મુંદરી અતી રાજતાં, બાજુબંધ શોભીત પાટ ॥ તરભંગી૦ ॥ ૬ ॥ ચીબુક ચીહુ ઐસો દેખીઅન, મધુકર સુત જૈસો હોય ॥ કરી મધુપાન પ્રાણુ સુખ દીને, રહ્યો હે કમળ ઢીગ સોય ॥ તરભંગી૦ ॥ ૭ ॥ અધર અરૂણુ મધુરી વાણી, મુસકાંની બરખત ફુલ ॥ દસન જડીતકે બીજ બોએ હે, મધસુધાકી હેં કુળ ॥ તરભંગી૦ ॥ ૮ ॥ નાસા બેસરી જળસુત રાજત, કહીએ કાહીજુ બનાય ॥ મનકુ ચંદ નીજ બંધુ જાનીકે, ગળીનો હે નીકટ બોલાય ॥ તરભંગી૦ ॥ ૯ ॥ નેનની અંજની ખંજન મોહે, ચંચળ નાથકો મીન ॥ ચપળ ચીતવની મરગ મોહે હે, પુતરી કમળ આધિન ॥ તરભંગી૦ ॥ ૧૦ ॥ પંકજ લોચન ઉપર રાજીત, મનહુ કામકે બાણુ ॥ છુટત નાહીન વશ કરી રાખે, મદન રાયજુકી આણુ ॥ તરભંગી૦ ॥ ૧૧ ॥ મ્રગમદ આડ લેલાટ બીરાજીત, મધ્ય ચંદનકો બીંદુ ॥ કહી ન જાત એસી શોભારી, મનહું રાહપરી ઈંદુ ॥ ૧૨ ॥ વીધી વાહન ભખ માંગ બીરાજત, શીશ ફુલકી કાંતી ॥ કરણોટી અકરણુ ફુલનીપર, શશી ઉડગણુકી હે પાંતી ॥ તરભંગી૦ ॥ ૧૩ ॥ રત્નજડીત રાખડી બીરાજીત, એણી ઉપમા દેત ॥

કનક ખંભમાંસુ ચઢા હે ભુઅંગમ, આયા હે મણી કર હેત ॥ તરભં-
ગી૦ ॥૧૪॥ સકળ શણગાર સજે વ્રજ વીનતા, ઉપમા કહીય ન જાય ॥
કોટી કોટીરા કેશ મનોહર, પ્રગટ ભયે એહે આય ॥ તરભંગી૦ ॥૧૫॥
સબ સખીઅન મીલી મોહન પકરે, ઠાડે આંખી અંજાય ॥ જબ તુમ
ચીર હરેજુ હમારે, દાવરો અબ આય ॥ ૧૬ ॥ ચુવાચંદન ઓર અર-
ગજા, છીરકે ગુલાલ અબીર ॥ નવ મટકી ભરી કેસરી ઘોરી, નીરમળ
જામનાકો નીર ॥ તભરંગી૦॥૧૭॥ છીરકત જાત ગોપાળ ગવાળ સબ,
બાધ્યો અતી આનંદ ॥ નાચત ગાવત કરત કૌતુહલ, રાધેજુ શ્રી નંદ
નંદ ॥ તરભંગી૦ ॥ ૧૮ ॥ મુખ માંડત અંજત એક લોચન, શોભા
સુભગ સુદેશ ॥ નીરખી હરખી હરીરૂપ નિહારત, સરકળ પ્રેમકો આ-
વેશ ॥ તરભંગી૦ ॥ ૧૯ ॥ લરત ભરત ભાજતના હીન, નવલો શ્રી
નંદકુમાર ॥ તુટત કસ તન વસન સંભારત, દેત સાંવરેજીકું ગાર ॥ તર-
ભંગી૦ ॥ ૨૦ ॥ કહો તુમ ફગુવા કહા જુદેહુગે, બોલોજુ સાચે બોલ ॥
લો તુમ હમપેં છુટ ન-પૈહો, દોજુ શ્રીદામાજીકું ઓળ॥તરભંગી૦॥૨૧॥
ગોપી ગોવાળ એકત્ર ભએ સબ, ખેલ મચ્યો સુખરાસી ॥ મગન ભયી
વપુ અપન સંભારત, પરી હે પ્રેમકી પાસી ॥ તરભંગી૦ ॥ ૨૨ ॥ ચહું-
દીશી તેં વાજાં વાજત હેં, મુરલી ચંગ ઉપંગ ॥ રૂઝમુરૂંઝ ડફ ઝાંઝ
ઝાલરી, બાજત સરસ મરદંગ ॥ તરભંગી૦ ॥ ૨૩ ॥ તાલ લીએ ગા-
યન ગાવત, ગાંધર્વસે ગુણી અપાર ॥ મોહન રીઝી દેત પીતાંબર, રાધેજુ
ઉરકો હાર ॥ તરભંગી૦ ॥ ૨૪ ॥ હરી નારાયણ પ્રભુ ફગુવા દીનો,
મેવા બહુત મગાય ॥ ગાવત ચલી સકળ વ્રજ વનિતા, શામદાસ બળી
જાય ॥ તરભંગી૦ ॥ ૨૫ ॥

પદ ૧૧૬ મું. રાગ કાફી.

અવીનાશી દુલહ કબ મીલે હો, હો મેરી લલના ॥ સંતનકો
વીસરામ ॥ ટેક ॥ જળ ઉપની જળસો તહી નેહા, રટત પીઆસ પી-
આસ ॥ ઐસેહી બીરહ નીમગ જોવે, રામ મીલનકી આશ ॥ અવી૦ ॥
૧ ॥ દીવસન ભુખ રહેન નહી નિંદ્રા, ગ્રહ અંગના ન સોહાય ॥ સેજ-
અઆં વૈરન ભાઇ મોપેં, તલફ તરહની બીહાય ॥ અવી૦॥૨ ॥ વીસરી
દેહ ગ્રહ સુધી અપની, રહીય ચરણ લયલીન ॥ તાલાવેલી તલફના મેરે,

જૈસેંહી જળ બીનુ મીન ॥ અવી૦ ॥ ૩ ॥ હમ હે તુમારી દાસી પ્રભુજી, તુમ હમારે ભરતાર ॥ દીનદયાળ દયા કરી આવહુ, સાહબ સરજનહાર ॥ અવી૦ ॥ ૪ ॥ અબ હમ પ્રાણ તજત હે પ્રભુજી, ગ્રહ અપને કર લે-હુ ॥ દાસ કબીર વીરહ અતી વાધ્યો, હમહી કોં દરશન દેહુ ॥ અ૦॥૫॥

પદ ૧૧૭ મું. રાગ કાફી.

રઘુ બંસી દુલહ મન હર્યો હો ॥ ટેક ॥ દેશ દેશકે ચકબે આયે, છોટે બડે ભુપાળ ॥ જીનમેં હમારે પ્રાણ વસત હેં, સો ન આયે પ્રતી-પાળ ॥ રઘુ૦ ॥ ૧ ॥ પીતા હમારે કઠીન પન લીનો, સુનો સખી એક બાત ॥ કોમળ અંગ કઠીન એધનુખ હેં, કૈસેં કરી રાખેંગે હાથ ॥ રઘુ૦ ॥ ૨ ॥ ઇન કોં ઇહાં તુમ કોં લે આયે, બાળક બુદ્ધિ અજાણ ॥ છાંડી ધનુખ જબ ડીગરી ચલેગો, કેસે કરી રાખેગો પ્રાણ ॥ રઘુ૦ ॥ ૩ ॥ ઉ-ઠાએ નાથજી ધનુખ ટકોરો, ભુપ ચલે સીર નાય ॥ વાજત વધાઇ જન-કકે આંગણ, તુળસીદાસ બળી જાય ॥ રઘુ૦ ॥ ૪ ॥

પદ ૧૧૮ મું. રાગ કાફી.

ખેલત રઘુવર રંગ ભરે હો, હો મેરી લલના ॥ અવધપુરીકે હેં પ્રાણ ॥ ટેક ॥ ધરી ધરી તોરણ ધ્વજા પતાકા, મુક્તાબંદન માળ ॥ ઈંદુ બદની મરગ સાવક નયની, ગાવત ગીત રસાળ ॥ ખેલત૦ ॥ ૧ ॥ દું-દુભી બહુ વીધી સાજ બજાવત, મધુર મધુર સુર ગાન ॥ દેખન આયે દેવતા હો, ચડી ચડી વીમળ વીમાન ॥ ખેલત૦ ॥ ૨ ॥ ઇત રઘુવર ભુ-ખણ બહુ ભુસીત, પીતાંબર છબી દેત ॥ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન સુંદર, બોલી સખસંગ લેન ॥ ખેલ૦ ॥ ૩ ॥ નખ શીખ કીયો સીગાર લડેતી, ચલી સહચરી ઓર ॥ સુરતી કીરતી ઉરમીલા માલતી, બની છબીલી અજોર ॥ ખેલ૦ ॥ ૪ ॥ ભરી ભરી લીની કનક પીચકારી, અપને અપને હાથ ॥ જસુધન ધાર છુટી ચહું દીસી તેં, રંગો સીઆજુકો સાથ ॥ ખે-લ૦ ॥ ૫ ॥ બહુરો બહુ વીધી લે સામગ્રી, આય દુરી હરી ઓર ॥ ઉડ્યો અબીર છાયો સબ અંબર, માનુ હંસ ભયો ભોર ॥ ખેલ૦ ॥ ૬ ॥ ચુ-વાચંદન અગર કુમકુમ, કેશરી માટ ભરાય ॥ બુકા વદન મંગળ ભા-જન, કુવરી લીએ અપનાય ॥ ખેલ૦ ॥ ૭ ॥ અહીવેલી ભાજન લીએ રઘુવર, દીયો સહચરી હાથ ॥ જીતી છઓયો કહત લડતી, છળ કીયો

રઘુનાથ ॥ ખેલ૦ ॥ ૮ ॥ ઉડત ગુલાલ અરૂણુ ભયો અંબર, શોભા અધીક નિહારી ॥ જહી તહી છુંટી ચલે પરનારી, માનુહુ પાવસ વારી ॥ ખેલ૦ ॥ ૯ ॥ સુખસાગર સીયાના ઘર ઝુલે, વાધ્યો રંગ અપાર ॥ ગ્રહી ફેંટાઓ કહત લડેગી, ફગુવા દેહુ રાજકુમાર ॥ ખેલત૦ ॥ ૧૦ ॥ મેવા દીયે મગાય સબનકું, અંગ બનતે પટકુળ ॥ જય જય જય સીયારામ ધુની ચરે, સુરસબ વરખત ફુલ ॥ ખેલ૦ ॥ ૧૧ ॥ સદન જીવસુત અંજની લોચન, હસી પપરૌટા દીન ॥ ખંજન દુરે તહાં તે નીકસે, જીવ કબી નેહે મીન ॥ ખેલ૦ ॥ ૧૨ ॥ ઇંદ્રિાદીકઓ કહત પરસ્પર, ધન્ય અજોદ્ધા વાસ ॥ કૌંન ક્રીયે બીધી નાંહમ નિજપુર, કાહુ ઘરે દાસી દાસ ॥ ખેલ૦ ॥ ૧૩ ॥ સુંદરદાસ ચલે સબ ગાવત, સરજુ સરીતા નહાન ॥ મણી ભુખણુ અવધે સજુગલપરી, વારી દેહી દાન ॥ ખેલ૦ ॥ ૧૪ ॥

પદ ૧૧૯ રાગ ગરબી.

રૂસણું મેલોને રાધીકા રે, હની હાંહાં રે ગેલી હઠ નવ કીજે ॥ મુખથી ભાગો અબોલડા રે, હની હાંહાં રે મુનીવરત ના લીજે ॥ રૂસ૦ ॥ ૧ ॥ સુંદરને સોહામણો રે, હની હાંહાં રે સામળો શુભકારી ॥ એરે વાલો કેમ વીસરે રે, હની હાંહાં રે ફટ નાર ધુતારી ॥ રૂસ૦ ॥ ૨ ॥ વાલો વન વન ચારે ગાવડી રે, હની હાંહાં રે ઉભા જુમનાને આરે ॥ મોરલીને કેરા નાદમાં રે, હની હાંહાં રે રાધે રાધે પોકારે ॥ રૂસ૦ ॥ ૩ ॥ કહ્યું ન માને કામની રે, હની હાંહાં રે કુતી પાછી રે વારી, વે થાભણુના નાથશું રે, હની હાંહાં રે જઇને કહેવા લાગી ॥ રૂસ૦ ॥ ૪ ॥

પદ ૧૨૦ મું. રાગ ગરબી.

મારા નાથ બના જોબના રે, હની હાંહાં રે પેહેરી પીળી ચોળી ॥ કમરવેલનો કંચવો રે, હની હાંહાં રે કસી લીધો છે ભોળી ॥ મારા૦ ॥ ૧ ॥ વેણી ગુંથી વિવેકશું રે, હની હાંહાં રે પુઠે ફણો લેકે ॥ સેથો પુર્યો સિંધુરશું રે, હની હાંહાં રે ચુવા ચંદન બેકે ॥ મારા૦ ॥ ૨ ॥ નયણે કાજળ સારીઆ રે, હની હાંહાં રે કાને ઝાલ ઝબુકે ॥ માહી મગમદ ટીલડી રે, હની હાંહાં રે નાકે નિરમળ મોતી ॥ ણારા૦ ॥ ૩ ॥ કઠે નવસર હારડો રે, હની હાંહાં રે ખલકે કંકણુ ચુડી ॥ પાએ તે વીંછવા વાજતા રે, હની હાંહાં રે સઉ શોભા રૂડી ॥ મારા૦ ॥ ૪ ॥ લટકો કરીને

લાડણી રે, હની હાંહાં રે મધે આડા ઉતરીઆ ॥ દાસ થોભણ રૂડી રાધકા રે, હની હાંહાં રે તેના કામજ સરીઆ ॥ મારા૦ ॥ ૫ ।

પદ ૧૨૧ મું. રાગ ગરબી.

હની હાંહાં રે રંગ ભેની ગોવાલણ આવે, રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે ॥ હની હાંહાં રે પાએ ઝાંઝરનો ઝમકાર, ઉર ઉપર હાર હેમનો સોહીએ ॥ હની હાંહાં રે ગોપી હંસની ચાલ ચલાવે, ચુવા ચુવા ચંદન ઓાર અરગજા ॥ હની હાંહાં રે લેલીવટ આડ બનાવે, કાને કલા ફુલ ઝાલ ઝબુકે ॥ હની હાંહાં રે ગોપી મોતીંડે માગ સમારે, સીરપર ગાગર ગાગરપર ગડુલીઓ ॥ હની હાંહાં રે ગોપી જળ ભરવાને જાય, મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર હની હાંહાં રે ગોપી ચરણકમળને ચાએ॥

પદ ૧૨૨ મું. રાગ ગરબી.

હની હાં રે કાન રોકી રહો પરનારી, હની હાં રે વાલા આ શી ટેવ તમારી ॥ વલગા જુમીસીદ કરો છો, હની હાં રે વાલા જાણસે સાસુડી મારી, દીઅરીઆનો ડર ગણો રે ॥ હની હાં રે નાની નણદલ નાર ઠગારી, વ્રજ વીનતા કહે સુણો વનમાળી ॥ હની હાં રે વાલા હું તો તમ થકી હારી, રામદાસના સ્વામી સામળીઆ ॥ હનીહાંરે વાલા હુંતો તમારી દાસી ॥

પદ ૧૨૩ મું. રાગ ગરબી.

હની હાંહાં રે મેં તો એક વરો ગીરધારી, બ્રહ્માજી તો વેદ ભણે છે ॥ હની હાંહાં રે મેં તો બ્રહ્મ અગ્નિ પરજાલી ॥ મેં તો૦ ॥ ૧ ॥ એનું મુખ જોયું જે દહાડે, હની હાંહાં રે મારે એ દહાડે દીવાળી ॥ એને જોતા અતિ સુખ વાધું, હની હાંહાં રે મારે લાગી એશું તાલી ॥ મેં તો૦ ॥૨॥ દાસ નાહાનો કહે મન સોંપું, હની હાંહાં રે હું તો નયણે ભરી નીહાલી ॥ મેં તો એક વરો ગીરધારી ॥ ૩ ॥

પદ ૧૨૪ મું. રાગ ગરબી.

હની હાંહાં રે મારે માથે છે સામી એવા, સનકાદિક ઈંદ્રાદિક સરખા ॥ હની હાંહાં રે હું તો એની કરૂં છું સેવા ॥ મારે માથે૦ ॥ ૧ ॥ સાઠ સહસ્ત્ર વરસ જોતપ કીધા, હની હાંહાં રે વળી વ્રીજની રજ લેવા ॥ મારે માથે૦ ॥૨॥ વાલો મારો જ્યાં વાસ કરે છે, હની હાંહાં રે મહીમા

બે કહેવાય ॥ દાસ નાહાના સામી સામળીઆ, હની હાંહાં રે સરવે દેવનો છે દેવ ॥ મારે માથે૦ ॥૦૩ ॥

પદ ૧૨૫ મું. રાગ ગરબી.

હની હાંહાં રે રંગ રસીયા રમાડોરાસ ॥ મેલ્યા માયા સુતવાર પમીશું, હની હાંહાં રે અમને છે તમારી આશ રંગરસીઆ॥વાલા ધારીને વેણુ વજાડી, હની હાંહાં રે મને રાખો તમારી પાસ॥રંગ૦॥૧॥વચન આપીને વહાલ વધાર્યું, હની હાંહાં રે કોઈ મનમાં કરી આકાશ ॥ દાસ નાહાનાના સ્વામી શામળીયા, હની હાંહાં રે હું તો જનમ જનમની દાસ ॥ રંગ રસીયા૦ ॥ ૨ ॥

પદ ૧૨૬ હું. રાગ ગરબી.

તારી આંખલડીએ ઘર ઘાલ્યા રે, ઘેલા ગીરધારી ॥ તારી મોરલીએ મન વેંધ્યાં રે, સુંદર શામળીયા ॥ ગાઉંરે દોવંતાં દુણી ભુલીને, મેંતો સાડી ભીંજાણી નવ જાણી રે ॥ વાછડું વરાસે ટળવળે, તો બાળક બાંધ્યા તાણી રે ॥ ઘેલા૦ ॥ ૧ ॥ સાસુ કહે વહુને વંતર વળગ્યું, અખેદીઆ ઉતરાવો રે ॥ દીયરીએ ભાભીને બાંધો, લાડકડા સટકાવો રે ॥ ઘેલા૦ ॥ ૨ ॥ કંથ કહે રે એને ઘેહેલું રે લાગે, કાન કાન મુખ બોલે રે ॥ નણદી કહે હું તો નીત્ય દેખું છું, વહુ તો વનમાં ડોલે રે ॥ ઘેલા૦ ॥ ૩ ॥ પાડોશણ કહે પ્રેમ જાણ્યો એનો, સાથે હરજી હેડા રે ॥ મેહેતા રામક્રશ્નના પ્રભુની સંગ રમતાં, કદીએ ના મેલું કેડા રે ॥ ઘેલા૦ ॥૪॥

પદ ૧૨૭ મું. રાગ ગરબી.

વારૂ વારૂરે વ્રીજની નાર, સંગે શીદ ફરે ॥ પેલા દુરીજન દેશે આળ ॥ સંગે૦ ॥ ૧ ॥ વનમાં રે જઈને વેણુ વજાડું તોરે, ત્યારે ફરતી હીંડે સંગ રે ॥ કઠણ પધર ખુંચે મુજને, કોમળ મારૂં અંગ ॥ સંગે૦ ॥ ૨ ॥ તું રંગરાતી ને છે મદમાતી, સઘળા તારા ચેન રે ॥ ધાઈ ધાઇને શું ભેટે મુજને, ભડકે અમારી ધેન ॥ સંગે૦ ॥ ૩ ॥ આવજો રે ગોપી વદ્રાવનમાં, કોઈ દીન કરશું કલોલ રે ॥ રામક્રશ્ન પ્રભુ રસની ગોપી, હવડા છેડલો મેલ ॥ સંગે૦ ॥ ૪ ॥

પદ ૧૨૮ મું. રાગ ગરબી.

નહી મેલું રે નંદના લાલ, છેડલો નહી મેલું ॥ ટેક॥ ચાર સખી

મળી જુમનાજીમાં, જળ ભરવાને ગયાંતાં રે ॥ આળ કરીને મારી પાસે આવ્યો, હળવે બાવલડી સાતાં રે ॥ છેડલો૦ ॥ ૧ ॥ શામ સલુણા તારી વાંસલડી, અમે શ્રવણે સુણતા ગાન રે ॥ તેને કરી મારી શુદ્ધ બુદ્ધ ભુલી, કામણગારા કાન ॥ છેડલો૦ ॥ ૨ ॥ ત્રીકમ તારી પાઘડીએ કાંઇ, લટકે મોતી સેર રે ॥ કુંજગલનમાં શામળીઓ રે, બેડીલાની શી પેર ॥ છેડલો૦ ॥ ૩ ॥ ચાલો રે જઇએ વંદ્રાવનમાં, કીજે કઉતક લોલ રે ॥ ત્યાંહીતો મુજને લગુ લાગુ, નરસૈયો રંગરેલ ॥ છેડલો૦ ॥ ૪ ॥

પદ ૧૨૯ મું. રાગ ગરબી.

મને મળીયા શામ શરીર, કદમની છાવડીએ ॥ મારા તનમન વારૂ ધીર, મોહી એની મોરલીએ ॥ જળ જુમનાંને કાંઠડે રે, અમો ભરતાં જુમનાં નીર રે ॥ વાંસલડીનો શબ્દ સાંભળી, મળીયો હળધર વીર ॥ કદમ૦ ॥ ૧ ॥ આંગણીયા આગળ થઇને જાજોને, વેણુ મધુરી વાજે રે ॥ હેત તણી સુખલડી આપું, તે તું છાની ખાજે રે ॥ કદમ૦ ॥ ૨ ॥ દુધ કડામાં સાકર ભેળું ને, કનક કટોરામાં પાવું રે ॥ વેજણો લેઇને વાવલીઓ ઢોળું, હું બલીહારી જાઉં ॥ કદમ૦ ॥ ૩ ॥ પાવલીએ ગુગરડી ધમકેને, ઠમકે માધવ નાચે રે ॥ નાના બાળક જોઇને રાચે, હસી હસી લેતા તાલી રે ॥ કદમ૦ ॥ ૪ ॥ પાવલીએ ધુઘરડી સોઇએને, સોઇએ આંગળા ટોપી રે ॥ એનો તો કોઇ મરમ ના જાણે, રાસ રમાડે ગોપી રે ॥ કદમ૦ ॥ ૫ ॥ રાસ વીલાસમાં રંગભેર રમતાં, પુરણ બાધી પ્રીત રે॥ નરસૈયાના સ્વામી સંગ રમતાં, રાખી રસની રીત ॥ કદમ૦ ॥ ૬ ॥

પદ ૧૩૦ મું. રાગ ગરબી.

મારા વાલાના વનમાંહી, વાગે રૂડી વાંસલડી, હું તો ઘેહેલી ફરૂં ઘરમાંહી, કોને દીધી સાંકલડી ॥ ૧ ॥ કુંભવીના જલ ભરવા ગઈતી ને, માથે ઉઢાણી ભુલી રે ॥ ગઇણું રે લેઇ જળ ગરવાને બેઠી, બેડીલાની શુદ્ધ ભુલી રે ॥ વાગે૦ ॥ દુણી વીના ગઉ દોવાને બેઠી, ને સાડી ભીંજાણી નવ જાણી રે ॥ વાછડું લેઇને મેં તો પાછળ મેલા, બાળક બાંધ્યા તાણી રે ॥ વાગે૦ ॥ ૩ ॥ ભોજન કરમાં પ્રેમે ભુલીને, મોદીક મરચા ભેળી રે ॥ સાકર લેઇ મેં તો શાક વઘાર્યાં, સુંઠ સેવઇયા ભેળી રે ॥ વાગે૦ ॥ ૪ ॥ તાવા ઘીઇ સાકરમાં ભેળ્યાને, દુધમાં રેડ્યા પાણી રે ॥

નેતરૂ લેઇ નાવલીઓ બાંધ્યો, ઘરનો થાભલો જાણી રે ॥ વાગે૦ ॥ ૫ ॥ રાત અંધારીને શેરી સાંકડી, શ્રી વંદ્રાવન મોઝાર રે ॥ ભલે મળ્યો રે મેહેતા નરસૈંનો સ્વામી, ઉતાર્યાં ભવપાર ॥ વાગે૦ ॥ ૬ ॥

પદ ૧૩૧ મું. રાગ ગરબી.

લટકાળો શ્રી ગીરીધરલાલ, મોહી તારા લટકાને ॥ લટકે વામન રૂપ ધરીને, આવ્યા બળીને દ્વાર રે ॥ ઉઠ ડગલા અવની ભરીને, બળી ચાંપો પાતાળ ॥ મોહી૦ ॥ ૧ ॥ લટકે જળ જુમનામાં પેઠા, ને લટકે નાથ્યો કાળી રે ॥ લટકે ગીરી ગોવરધન તોળ્યા, લટકે વા વાઢા બંસ ॥ લટકે જઇ દાવાદલ પીધો, લટકે માર્યો કંસ રે ॥ મોહી૦ ॥ ૨ ॥ લટકે રઘુવર રૂપ ધરીને, આજ્ઞા પીતાની પાળી ॥ લટકે ગૌતમ નારી, અલ્યા જાય અઘોરી રે ॥ મોહી૦ ॥ ૩ ॥ લટકે સાહર પાગ બાંધી, ને લટકે સેના ઉતારી રે ॥ લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વાળી રે ॥ મોહી૦ ॥ ૪ ॥ એવા એવા લટકા છે ઘણેરાને, લટકા લક્ષ ક્રોડ રે ॥ લટકાળો નરસૈયાનો સ્વામી, હીંડે મોડામોડ ॥ મોહી૦ ॥ ૫ ॥

પદ ૧૩૨ મું. રાગ ગરબી.

વારીશ માં માતાજી મુજને, નંદતણે સુત નાથ ભજું ॥ બ્રહ્મા-દીકને મોહ ઉપજાવે, અમો અબળાનું શું રે ગજું ॥ વારીશ૦ ॥ ૧ ॥ ધન્ય ધન્ય સાહેલી પેહેલી, હરખે હરી સંગ રાસ રમે ॥ હસતું મુખ હ-રજીનું જોતાં, કરમલડા ભાવ તાપ સમે ॥ વારી૦ ॥ ૨ ॥ અટડો એકજ કાહાદે માતા, જવા દે જદુનાથ ભણી ॥ રંગભેર રાસ રમે રાધાવર, સ-ખીઓ સરવે મળી છે ઘણી ॥ વારી૦ ॥ ૩ ॥ લોક કહેશે તે સહીશું ર-હીશું, દુરીજન ને શીર ડાબો પગ ॥ નરસૈયાના સ્વામી સંગ રમતાં, મને ઉલટ વાધ્યો અંગોઅંગ ॥ વારી૦ ॥ ૪ ॥

પદ ૧૩૩ મું. રાગ ગરબી..

સખી આજ વંદ્રાવન રાસ, રાધે રેન ગઇ ॥ સખી૦ ॥ ટેક ॥ મારો શામળીયો ચતુરસુજાણ, મોરલી અધર ધરી ॥ ત્યાં ત્યાં શરદ પુનમની રાત, ખીલી જેમ કમળકળી ॥ સખી૦ ॥ ૧ ॥ સઉ સખીઓએ સજ્યો શણગાર, એક એકસેં બદી ॥ સખી ભુલી પડી વનમાંહી, ઢુંઢી વળી

કુંજગલી ॥ સખી૦ ॥ ત્યાં તો સુરીનર મંગળ ગાય, બ્રહ્મા વેદ ભણે ॥ ત્યાં તો સુરદાસ બળ જાય, રંગની રેલો વળી ॥ સખી૦ ॥

પદ ૧૩૪ મું. રાગ ગરબી.

આજ મારે આંગણીએ, પેલો નંદનો કુંવર બેઠો જો ॥ હું રે ગઈતી જળ જુમના ભરવા, છાનો ઘરમાં પેઠો જો ॥ મારે૦ ॥ ૧ ॥ પેશીને શું કામજ કીધું, માંકલડાં બોલાવે જો ॥ મહી કાઢીને મોં આગળ મેલ્યું, ખાવા સારૂ આપે જો ॥ મારે૦ ॥ ૨ ॥ ઓચિંતી મહીયારી રે આવી, હરીની બાવડી ઝાલી જો ॥ મુખડા ઉપર ગોરસ લોહ્યું, અલબેલો લેઇ ચાલી જો ॥ મારે૦ ॥ ૩ ॥ સાંભળ ગોરી જસોદાજી, કુંવર લાવી તારો જો ॥ ઘરમાંથી રે ગોવીંદજી રે આવ્યા, વાંક નથી કાંઇ મારો જો ॥ મારે૦ ॥ ૪ ॥ જસોદાજી કહે રે એ જુઠા બોલી, જીભ કરો કાંઈ થોડી જો ॥ મારો કુંવર તો કાંઈ નવ જાણે, રહી છું બેઉ કર જોડી જો ॥ મારે૦ ॥ ૫ ॥ બાળક દીઠું દીઠું પોતા કેરૂં, ઝાંખી પડી તારી તારી જો ॥ સઉ અબળાનું માન ઉતાર્યું, એવા દેવ મોરારી જો ॥ મારે૦ ॥ એની ગતમાં એતો જાણે, એવા દેવ મોરારી જો ॥ દ્વારકાનાં સ્વામી સંગાથે, અબળા ગઈ છે હારી જો ॥ આજ૦ ॥ ૭ ॥

પદ ૧૩૫ મું. રાગ ગરબી.

કુમકુમને પગલે પધારો, હરી કુમકુમને પગલે ॥ મસમસતા રે મોહનજી પધાર્યા, ડગમગને ડગલે ॥ પધારો૦ ॥ ૧ ॥ મુસ્તક પાઘ પીતાંબર સોહીએ, લીલમર બદલે ॥ પધારો૦ ॥ ૨ ॥ મુખડું જાણે સમુદ્રનું મોતી, દીઠે મન હરી લે ॥ પધારો૦ ॥ ૩ ॥ સાકર કેરા કરા પડ્યા છે, રસ વાધ્યો ઢગલે ॥ પધારો૦ ॥ ૪ ॥ દુધડીએ મેહુલા પડીયા, નરસૈયાને આંગણીએ સઘલે ॥ પધારો૦ ॥ ૫ ॥

પદ ૧૩૬ મું. રાગ ગરબી.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ, હાંરે મને લેહ લગાડી રંગ રસીએ રે ॥ ચાલો૦ ॥ ૧ ॥ હાંરે પરભાતે નોબત વાગે, હાંરે અમે દરશન કરવા જઇએ રે ॥ ચાલો૦ ॥ ૨ ॥ હાંરે લટપટજ પાઘ કેશરીઆ રે વાઘા, હાંરે કાને કુંડળ સોહીએ રે ॥ ચાલો૦ ॥ ૩ ॥ પીળા પીતાંબર જરકશી જામા, હાંરે મોતીની માળા સોહીએ રે ॥ ચાલો૦ ॥ ૪ ॥ હાંરે

ચંદબન અણીયાળી અંખીયાં, હાંરે મુખડું સુંદર સોહીએ રે ॥ ચાલો૦ ॥ ૫ ॥ હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે, હાંરે મન મોહ્યું રે મોરલીએ રે ॥ ચાલો૦ ॥ ૬ ॥ મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર, હાંરે અંગોઅંગ જઇ મળીએ રે ॥ ચાલો૦ ॥ ૭ ॥

પદ ૧૩૭ મું. રાગ ગરબી.

હાંરે લટકારો તે ગીરીવરધારી, હાંરે મને મારી નેન કટારી રે ॥ લટકારો ગીરીવરધારી ॥ ૧ ॥ હાંરે આજ મળ્યા જમનાની તીરે, હાંરે એનું રૂપ રસીક છબી પ્યારી રે ॥ લટકારો૦ ॥ ૨ ॥ હાંરે શામશ્યાએ કહ્યું સાનમાં રે, હાંરે મારા પ્રાણથકી ઘણી પ્યારી રે ॥ લટકારો૦ ॥ ૩ ॥ હાંરે હરી નટના હરીએ કર્યું કામણ, હાંરે મારી શુદ્ધ બુદ્ધ સરવે વીસારી રે ॥ લટકારો૦ ॥ ૪ ॥

પદ ૧૩૮ મું. રાગ ગરબી.

હાંરે મારા શામ કાલે મલજો, હાંરે પેલું વચન બોલ્યા પલજો રે ॥ મારા૦ ॥ ૧ ॥ હાંરે રસ્તે આને કરીએ વાલા, હાંરે મારી સાક્ષી વાત સાંભલજો રે ॥ મારા૦ ॥ ૨ ॥ હાંરે ઘણી ઘણી પ્રીત કર્યા પછી ગીરધર, હાંરે પેલા લોક ડરાવ્યા ના ડરજો રે ॥ મારા૦ ॥ ૩ ॥ હાંરે હરી ભટના હરી છે હજુ હાયા, હાંરે તે માટે પાછા વળજો રે ॥ મારા૦ ॥ ૪॥

પદ ૧૩૯ મું. રાગ ગરબી.

હાંરે ચાલો ચતુરા કાંઈ લાવજો, હાંરે તમે આવી શું અમને બાજો રે ॥ ચાલો૦ ॥ ૧ ॥ હાંરે વળગ્યા જુમી ન કરો વાલા, હાંરે તમે ચાળા કરો શીદ આઆ રે ॥ ચાલો૦ ॥ હાંરે દેખે દુરીજન થાઓ સમજણા, હાંરે અમે લાજીએને તમે ગાજો રે ॥ ચાલો૦ ॥ ૩ ॥ હાંરે હરી ભટના હરીએ ટુંકારા, માટે હેત ઘણા અમને દેજો રે ॥ ચાલો૦ ॥ ૪ ॥

પદ ૧૪૦ મું. રાગ ગરબી.

હાંરે જુમનાની તીરે વાલો, હાંરે જીવણ જોવા ચાલો રે ॥ જુમ૦ ॥ ૧ ॥ હાંરે જુમનાંની તીરે વાલો ધેન ચરાવે, હાંરે મોરલી બજાવે નંદલાલો રે ॥ જુમ૦ ॥ ૨॥ હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહીરે જવા દેઉં, હાંરે માટે મનખાદેહીનો લ્યો લાહાવો રે ॥ જુમ૦ ॥ ૩ ॥ હાંરે હરીભટના હરી છો રસીયા, હાંરે માટે ઘેરીને ઘરમાં ઘાલો રે ॥ જુમ૦ ॥ ૪ ॥

પદ ૧૪૧ હું. રાગ ગરબી.

હરી હોળી રમવાને આવોરે, અલબેલડા રે તું તો માહારે મનડે ભાવોરે ॥ ગીરધર ઘેલડા રે, સાથીડા સંગ લાવજો ॥ અલબેલડા રે૦ ॥ ॥ ૧ ॥ મને વાહાલા પણ બોલાવજો ॥ ગીરધર૦ ॥ ટેડી તમારી પાઘડી ॥ અલ૦ ॥ વાલા વાંકી તમારી ચાલ ॥ ગીરધર૦ ॥ કરીગરી કહું તુ-જને ॥ અલ૦ ॥ ૩ ॥ વાલા વસંતનું સુખ આપો ॥ ગીરધર૦ ॥ કુણ રમાડે તુજને ॥ અલ૦ ॥ ૪ ॥ તું તો આવેલો કહેવાય ॥ ગીરધર૦ ॥ બાપ તાહારો મથુરાં ॥ અલ૦ ॥ ૫ ॥ તારૂં કુણ છે ગોકુળ ગામ ॥ ગી-રધર૦ ॥ વાલા જોઈ તમારી આબરૂ ॥ અલ૦ ॥ ૬ ॥ વાલા જોઉ તમારૂં જોર ॥ ગીરધર૦ ॥ રૂગનાથના પ્રભુ પાતળા ॥ અલ૦ ॥ ૭ ॥ મારા મ-હી માખણના ચોર ॥ ગીરધર૦ ॥ મારા વંદરાવનના મોર ॥અલ૦॥૮ ॥

પદ ૧૪૨ મું. રાગ ગરબી.

રંગીલી હોલી રે ॥ રમવાને ॥ મળી તરીઆની ટોળી રે ॥ રમ-વાને૦ ॥ પેહેર્યાં ચરણાંને ચોળી રે ॥ રમવાને૦ ॥ રંગીલી રાધા ગોરી રે ॥ રમવાને૦ ॥ પાત ફળને હાથ રે ॥ રમવાને૦ ॥ નવરંગી નાર રે ॥ રમવાને૦ ॥ સજીઆ શણગાર રે રમવાને૦ ॥ ઓઢણ ત્રત્ર ભાતનાં રે ॥ ॥ રમવાને૦ ॥ થાલ તાલને ઢોલ રે ॥ રમવાને૦ ॥ કેસર ગોળી રે ॥ ર-મવાને૦ ॥ ભરી ગાગર ગોરી રે ॥ રમવાને૦ ॥ ચાલી સઈઅરોની ટો-ળી રે ॥ રમવાને૦ ॥ સરખી સમાણી રે ॥ રમવાને૦ ॥ માંહી રા-ધા રાણી રે ॥ રમવાને૦ ॥ ગુણ ગાય ગીરધારી રે ॥ રમવાને૦ ॥ પર સાથે પ્રીત રે ॥ રમવાને૦ ॥ આણંદ ઉલટ રે ॥ રમવાને૦ ॥ સામળી-આ સંગ રે ॥ રમવાને૦ ॥ ચાલી પવન રે ॥ રમવાને૦ ॥ ડફ લીધા હાથ રે ॥ રમવાને૦ ॥ માહારી સખી રૂઘનાથ રે ॥ રમવાને૦ ॥

પદ ૧૪૩ મું. રાગ ગરબી.

ઓધવજી અરજ અમારી રે, કૃષ્ણને કહેજો કરજોડી રે ॥ ઇચ્છે છે અબળા નારી રે, નાથના જઈએ તરછોડી ॥ ઓધવજી૦ ॥ ૧ ॥ હરી છેક ના હળવા થઈએ રે, ચતુરપણું ચિત લાવોને ॥ તમો માત તાતને મળવા રે, વેહેલા વ્રીજમાં આવો રે ॥ ઓધવજી૦ ॥ રમાડો રૂડી રીતે રે, નરખી નેણ ઠારોને ॥પ્રયપાન કરાવ્યું પ્રીતે રે, તે સુખસેનથી સાંભરી

તું ॥ ઓધવજી૦ ॥ ગોકુળ કીધું ઘેલું રે, સનેહ વધારી સામળીઆ ॥ ગોપીનું ગોરસ પીધું રે, પ્રેમ ધરીને પાતળીઆ ॥ ઓધવજી૦ ॥ વીસારાસહ વ્રીજનો સાથ રે, કઠણપણું વાલા કેમ કીધું, છે ન ઘટે તમને નાથ રે, સુખડું લો છો દુખડું દો છો ॥ ઓધવજી૦ ॥ અલબેલા એમ નવ કીજે રે, વ્રીજ વીનતાને વીસારી ॥ પ્રભુ પ્રેમ તણો રસ પીજે રે, મેહેર કરોને મોરારી ॥ ઓધવજી૦ ॥ વાલાજી વાલ વધારો રે, આવો દરસન દેવાને ॥ પ્રીતમના સ્વામી પધારો રે, સઉ ઇચ્છે સુખડું લેવાને ॥

પદ ૧૪૪ મું. રાગ ગરબી..

ઇચ્છે છે અબળા નારી રે, અંગે આતુરતા આણી ॥ કરીએ સુંદર વરની સેવા રે, જેવા છો તેવા જાણી ॥ ૧ ॥ છે ઘણા દિવસની ગોઠડી રે, જીભ ઝાલીને રહીએ ॥ હરી વિના નવ આવે હોઠે રે, કૃષ્ણ વિના કોને કહીએ ॥ ૨ ॥ અમને છે આશા તમારી રે, અવર પુરૂષને નવ રાચું ॥ એવી છે ટેક અમારી રે, સમખઇને કહું છું સાચું ॥ ૩ ॥ આવવાનો કોલ કર્યો છે રે, જીવણ સુખડું જોવાને ॥ તમ હાથે પ્રાણ રહ્યા છે રે, દરસન દુખડું ખોવાને ॥ ૪ ॥ જોવાને છબી જદુવરની રે, નેન રહ્યાં છે તલસી ॥ ધન ધન નારી મધુપુરની રે, વદન રહી છે વીલસીને ॥ ૫ ॥ છે વેર ઘણું વ્રીજ સાથે રે, કોને મળવા મન કરો ॥ તેં નરધન કીધી નાથ રે, પાછાં પગલાં સીદ ભરો ॥ ૬ ॥ ઓધવજી એટલું કહેજો રે, તાપ હમારા ટલવાને ॥ સરી શિખામણ દેજો રે, આવે મોહન મળવાને ॥ ૭ ॥ રંગ રાખો રૂડી રીતે રે, કરમતણા બંધ કાપોને ॥ પ્રીતમના સ્વામી પ્રીતે રે, અમને દરસન આપોને ॥ ૮ ॥

પદ ૧૪૫ મું. રાગ ગરબી.

વહુવારૂ છે સે માટે મંદિરમાં પગ ના રાખીએ ॥ કાંઇ કામણગારો મોહનજી, એ મોત ભણીને વેદ નાખો ॥ જગજીવવન ભજે તે જોગી થયા, રાજા પરખત સરખા નવહરા ॥ વહુ૦ ॥ ૧ ॥ ઘરબાર તજીને વનમાં ગયા, તને ઘરનો ધંધો નવ ગમે ॥ તન મન મોહનજી પુઠે ભમે, સુવરણ થઇને મને દમે ॥ વહુ૦ ॥ ૨ ॥ હું મહી ભરૂં છું મોટા મન, વલ્લગો જીમો વાટે ઘામાં ॥ તમ રહો તમારા ઠાઠમાં રે, ચારણ ચાલી રાગનો ચટકો ॥ વહુ૦ ॥ ૩ ॥ તહેના કીધો કટ કોહો, કેમ છાજે આવડો

મટકો ॥ અમે સઉ સંગમાં રહીએ છે રે, તે માટે તમને કહી છે ॥ સામી સુલીઆને વસ થઇ છે ॥ વહુ૦ ॥ ૪ ॥

પદ ૧૪૬ મું. રાગ ગરબી.

બાઇ બોલોમાં, લવરી કરતાં કહું છું છાના રહોને ॥ દેખી નવ ખમાય, કેહેવું હોય તે જઇ કાનાને કહોને ॥ રૂપરંગ આપ્યું છે જુગદીશે, નીરભે થયા તે કેમ બીશે ॥ બાઇ૦ ॥ ૧ ॥ તનમન ધન છે અલબેલાનું, તે હવે નથી કાંઈ એમાંનું ॥ બાઇ૦ ॥ ૨ ॥ એ વ્રજનો છે વાસી, અમો જનમ જનમની છીએ દાસી, અમ માટે આવ્યા વ્રજવાસી ॥ બાઈ૦ ॥સંસાર મધનો છે પુડો, તમો લખ ચોરાશીમાં કયાં બુડો, મેંતો પાતળીયાનો પેર્યો ચુડો ॥ બાઇ૦ ॥ ૩ ॥ જેનું મન મોહનશું લાગ્યું, જેમ સાગરમાં સરીતા ભળી, કહે મુલીઆ લવણુ વનમાળી ॥ બાઇ બોલોમાં૦ ॥ ૪ ॥

પદ ૧૪૭ મું. રાગ ગરબી.

કોના કુંવર રે કાનાજી, માંડી કહેને મુજને વાત ॥ કોના૦ ॥ કારણ દીસે રે કાહાનજી, હું તો જોઉં તમારી જાત ॥ કોના૦ ॥ ૧ ॥ કામદેવ લાજે રે કાનજી, એવું તીકમ તારૂ રૂપ ॥ કોના૦ ॥ ભાગવત કહે છે રે કાનજી, તાહારે બે માયો બે બાપ ॥ કોના૦ ॥ ૨ ॥ કામણ કીધાં રે કહાનાજી, લાગી નેણ કમલની ચોટ ॥ કોના૦ ॥ કાઇ ના સુજે રે કાનજી, સેને દિલમાં દો છો દોટ ॥ કોના૦ ॥ ૩ ॥ કયાંના વાસી રે કાનાજી, કહોને કેઇ નગરીના નાથ ॥ કોના૦ ॥ સાચું કહોને રે કાનજી, કહે છે કરજોડી રૂગનાથ ॥ કોના૦ ॥ ૪ ॥

પદ ૧૪૮ રાગ ગરબી.

વહુવારૂં છું, નંદકુંવરની ઉપર આ શો હેડો ॥ તું નિત્ય ઉઠી, એકલાનો મુકી દેને કેડો ॥ સુશીખામણ દેઇએ દાડી, તું કેની નવ માને આડી, એવી નિર્લજ નહી બીજી લાડી ॥ વહુ૦ ॥ ૧ ॥ તે સંસાર માથે છો વાલી, કીધી કવોલીટી કાળી, મારા સુજન કુટુંબ સહુ રહે ભાલી ॥ વહુ૦ ॥ ૨ ॥ છેક માથે છેડો શું નાખો, નવ ઘરડાનું મોહોડું રાખો, નવ પરણાનું બોલવું સાંખો ॥ વહુ૦ ॥ ૩ ॥ મને દુરજનીઆ બહુ વારે છે, મને વચન બાણે મારે છે, તારી વહુ કાનુડાને લાહારે છે ॥ વહુ૦ ॥

૪ ॥ તુજ સરખી માતા હશે તોરી, માટે બેઉ ફ્રીધી છે છોડી, ભીતર કાળી ઉપર ગોરી ॥ વહુ૦ ॥ ૫ ॥ કહે નણદી સાંભલ તું માડી, સુધરનો કાર ખુવો દાડી, એવી કુલહીણી મેલો કાડી ॥ વહુ૦ ॥ ૬ । કે વહુવર નટવરને આલો, કે એ મોહનને ઘરમાં ઘાલો, શો ફજેતો કરાવો ઠાલો, ॥ વહુ૦ ॥ ૭ ॥ મારે પુત્ર જીવ્યાની આશા નથી, હું કોની આગળ કહું કથી સ્વામી આશારામનો થયો પતી ॥ વહુ૦ ॥ ૮ ॥

પદ ૧૪૯ મું. રાગ ગરબી.

બાઇ બોલોમાં, ઝાઝું બોલે કાર તમારો જાસે ॥ મેં નહીં રાખું, તોલ તમારો લોકડીઆમાં થાશે ॥ અમે સઉનાં મેહેણાં કેમ સહીએ, હવે કેઇ પેરે ઘરમાં રહીએ, જાણે ભેખ ધરીને વનમાંહી જઇએ ॥ બઇ૦ ॥ ૧ ॥ હું સઉનાં લક્ષણ ઉર રાખું, પણ કોની આગળ નવ ભાંખું, હું બળતી તમ આગલ દાખું ॥ બાઇ૦ ॥ ૨ ॥ તમે છો તેવાં મુજને કહો છો, તમે શાણા થઇ બેસી રહો છો, દોષ બીજાને માથે દો છો ॥ બાઇ૦ ॥ ૩ ॥ નીત્ય કાન ભરે છે દીકરડી, મુજ ઉપર હીંડે મુખ મરડી, નાની શી થઈ બેઠી મરડી ॥ બાઇ૦ ॥ ૪ ॥ એ નીત્ય ઉઠી ઘેર ઘેર ડોલે, તેનો કોઈ નથી કરતું તોલે, પોતા સાટે પરનું બોલે ॥ બાઇ૦ ॥ ૫ ॥ મારે પ્રભુ સાથે છે પ્રીતી તે ખરી, શીર સાટે છે નહી કરૂં પરી, તમે લવરી કરતાં જાશો મરી ॥ બાઇ૦ ॥ ૬ ॥ જેણે નવ સમર્યા ગીરીવરધારી, તેને માતા કુખ ભારે મારી, ધીક ધીક છે તે નરનારી ॥ બાઇ૦ ॥ ૭ ॥ તમ સરખાં તે દાઝે મરશે, જેનું ભાગ્ય હશે તે ઉરપર ધરશે, સ્વામી આ-શારામનો તે વરશે ॥ બાઇ૦ ॥ ૮ ॥

પદ ૧૫૦ મું. રાગ ગરબી.

વહુ લાડકડી, લજ્જા લોપી છુટે છેડે શું ફરો ॥ કાંઈક કહ્યું કરજો, પરપુરૂષનો સંગત મુકી દેજો ॥ જો કંશરાજાને જાણ થશે, તો વાત કરંતાં ઘર જશે, પછે તાંળી લેઇ દુરીજન હસે ॥ વહુ૦ ॥ ૧ ॥ એનાં નેણ વેણ છે છલકારી, મોહ ફંદ પડી ગોકુલ નારી, કાંઇ મરકલડે નાંખી મારી ॥ વહુ૦ ॥ ૨ ॥ નીત્ય સાન કરીને બોલાવે, તુ ત્યાં જાય કે અહીં આવે, મુજ છાનાં દુધ કઢી પાવે ॥ વહુ૦ ॥ ૩ ॥ મારો પુત્ર સુકાઈ ગયો સોશે, નથી પેટ ભરી ખાતો રોશે, તું પુષ્ટ થઈ વળી તન પોસે ॥ વહુ૦ ॥ ૪ ॥

તારૂં મન માન્યું વીઠલવરમાં, નથી પગ ઠરતો દીવસભર ઘરમાં, એવું નહી છાજે મારા ઘરમાં ॥ વહુ૦ ॥ ૫ ॥ નવ જોયા ટાલી જંપ ઘડી, તેને સહુ લોકની આંખ ચડી, મને ગ્રહદશા સરખી નડી ॥ વહુ૦ ॥ ૬ ॥ નીચું નાલે બોલે થોડી, ઉપર નાહાની ભીતર પ્રોઢી, તે નાર કુલક્ષણી ઘર ફોડી ॥ વહુ૦ ॥ ૭ ॥ નીત્ય કામણગારો કેડે પડયો, એ આડો આવે છે વણ તેડયો, સ્વામી આશારામનો કરમે જડયો ॥ વહુ૦ ॥ ૮ ॥

પદ ૧૫૧ મું. રાગ ગરબી.

બઇ શું કરીએ, પડી પટોળે ભાત કદી ના ફાટે ॥ શું શોર કરો, આંખ ઠરે છે નંદકુંવરને દીઠે ॥ જયમ ચકોર ચંદ્રશું ધસી ધરે ॥ વળી બપૈઆ પેઉ પેઉ કરે ॥ જમ નીર વીજોગે મીન મરે ॥ બઇ૦ ॥૧॥ એવી ટેક હમારી કયમ ટળસે ॥જેનું ભાગ્ય હશે તેને મળશે ॥તમ સરખાંની છાતી બળશે ॥ બઇ૦ ॥ ૨ ॥ જઇ કાશી કરબત સીર સઇશુ ॥ હીમાલે દેહી ગાળી દેઇશું ॥ પણ એ વર માગી લેઇશું ॥ બઇ૦ ॥ ૩ ॥ દસ ચતુર ભુલોક મુખ દેખી હો ॥ જગમરાલા અરજ ન સરખાપાઠા ॥ પ્રાણ અગબગ કેશીના કાઠી ॥ બઇ૦ ॥ ૪ ॥ એવા અખંડ વરને જે મરશે ॥ તેનું એ વાત અવીચળ ઠરશે ॥ બીજા આન પુરસ જનમો જન મરશે ॥ બઇ૦ ॥ ૫ ॥ જેને કુમકુમ કેરી રેખ હશે, તેને એ સંગાથે પ્રીત થશે ॥ તેનાં સંકટ સરવે દુર જશે ॥ બઇ૦ ॥ ૬ ॥ મારે જોગ મળ્યો પુર વેલા રે ॥ મન મોઘો માલમલતા રે ॥ જમ સંસારી સહુ જખ મારે ॥ બઇ ॥ ૭ ॥ મારે માથે છે સમરથ સામી ॥ નહીં ત્રીલોકમાં એની ઠામી ॥ પ્રભુ આસારામના બહુ નામી ॥ બઇ૦ ॥ ૮ ॥

પદ ૧૫૨ મું. રાગ ગરબી.

મીઠી તાહારી મોરલીએ મન મોહ્યું, કામ તજી છું ને ધામ તજી છું ॥ ટોળાનું હરણ વછોડું ॥ મીઠી૦ ॥ ૧ ॥ સંસારનું સુખ છે વીખ સરખું હો, તે સામું નવ જોઉં ॥ મીઠી૦ ॥ ૨ ॥ થઇછું ઘેહેલી જાણ પહેલી હો ॥ પગ ઝાંઝર ખોયું હો ॥ મીઠી૦ ॥ ૩ ॥ દાસ દ્વારકાની સામીની સાથે હો, માહારૂં મન પરોવું હો ॥ મીઠી૦ ॥ ૪ ॥

પદ ૧૫૩ મું. રાગ ગરબી.

વાહાલાજી તાહારી વાંસલડી વાગતી મેં જાણી, જે જેમ તેમ

ચાલી ચતુરા હો ॥ સરખીને સમાણી ॥ વાહાલા૦ ॥ ૧ ॥ સવળા શણુ-ગાર અવળા સજીઆ હો, તે પ્રેમે રહું ગુંથાણી ॥ વાહાલા૦ ॥૨ ॥ વા-છરૂ છુટાં નવ રહેશે હો, બાળક બાંધાં તાણી ॥ વાહાલા૦ ॥ ૩ ॥ જેમ સલીતે સાહાવર નામ લાખો હો, તમો અબળા ઉજાણી ॥ વાહાલા૦ ॥ ॥ ૪ ॥ ગગનમાં ઝુમીને ગ્રેહેમાં પુલી ॥ દેહેની ભાવનાં જીલાંણી ॥ વા-હાલા૦ ॥ ૫ ॥ દાસ દ્વારકાના સ્વામીની લીલા હો, ગોકુળ ગાંદડે રે મં-ડી ॥ વાહાલા૦ ॥ ૬ ॥

પદ ૧૫૪ મું. રાગ ગરબી.

નંદના કુંવર નંદલાલ જો, રોકો છે ધાહાટ ગોવાળીએ જો ॥ તુ. સેનું માગે છે દાણ જો ઘેહેલું શું બોલે ગોવાળીઆ જો ॥ ૨ ॥ મારી મ હીની મટુકી પુટસે જો, ગોરસનું થાશે હાણ જો ॥ ઘેહેલું૦ ॥ ૨ ॥ અ-લ્યા તું જાણે કંઈક બાપડી જો, હૂં તો મળી માથા કેરી નાર જો ॥ મા-રગ મુકીને રહો વેગળા જો, હવે કંસને થાશે જાણ જો ॥ ઘેહેલું૦ ॥ ॥ ૩ ॥ અલી કંસ કબુદ્ધિ તારો શું કરે જો, માહારી સંગે છે ગોવાળ જો ॥ દાડીનાં દાણ ચોરતી જો, ઘણા દહાડે આવી છું હાથ જો ॥ ઓછી જા ત આહીરની જો, અલા હાથની તે હૂંસ રેખે રાખતો જો ॥ તું તો ચારી જાણે છે ઢોર જો, મારગ મુકીને રહો વેગળા જો ॥ હવડે કંસને થાશે જાણ જો ॥ ઘેહેલું ॥ આલી માનુની ના થા ઉતાવળી જો, રખે રાખતી હઈઆમાં હૂંસ જો ॥ નંદનાજીના પરતાપથી જો, તાર કંસને માહારીસ ઢોર જો ॥ ઓછી૦ ॥ અલા કંસ કરતાં કમ વીસરે જો, હાથે હણીઆ પોતાના ભઈ જો ॥ નાશી છુટા છો તમે લાડકા જો, આવી ઉગરા છો વ્રીજમાંહી જો ॥ ઘહેલું૦ ॥ અલી વ્રીજમાં રહી વેહેર વાળસુ જો ॥ તું તો જોને અમારાં કામ જો ॥ અવનીનો ભાર ઉતારશું જો, ધરૂં નંદકું-વ ઘેર નામ જો ॥ ઓછી૦ ॥ અલા સાંચું કહેતાં દુઃખ લાગશે જો, પેટ માટે ચારે છે ગાય જો ॥ આવડા મોહોટા તે અહીઆં થયાં જો, ત ને કોઇએ ના દીધી કાના આજો ॥ ઘહેલું૦ ॥ અલી આહેરાંની કન્યયા અમે શું કરીએ જો, હું તો સદા કુંવર બ્રહ્મચાર જો ॥ રખે પરછાઓ ઉપર પાડતી જો, તું તો ધાબરાની ઓઢનાર જો ॥ ઓછી૦ ॥ અલા લાખટ કાની માહારી લોભરી જો, હીરલે જડી જડાવ જો ॥ પીળી પટો-

ળી માહારે પેહેરણી જો ॥ તું તો કામળીઓ ઓઢનાર જો ॥ ઘેહેલુ૦ ॥ અલી બ્રહ્માએ તેનાં તાણાં તાણે જો, એનો શંકર સરીખો વણનારજો॥ તેની અમે હે ઓઢીએ કામલી જો, તેનો શેષ ન પામે પાર જો ॥ ઓછી૦ ॥ અલા શેશ સરીખા તાહારા હાજો, હું તો ચંપકવરણી નાર જો ॥ કાચું કનક વાધે ઘણું જો, તું તો પશુડાંનો પાળનાર જો ॥ ઘેહેલું૦ ॥ અલી મહી વેચવાને શેને નીસરી જો, ત્યારે બેસી રહે ઘરમાંય જો ॥ દોલત ઘણી તાહારા બાપને જો, નામ તેનું કેમ લેવાય જો ॥ ઓછી૦ ॥ અલ્યા ઘણા દીવસથી મહી વેચતાં જો, જઈ પુછો જસોદા માય જો ॥ બાંધી મુઠી તે સવા લાખની જો, ઉઘડે પત જાય જો ॥ ઘેહેલું૦ ॥ અલી ઘણી ઈચ્છા છે મહી પીધાતણી જો, મીઠા મોળાનો સ્વાદ જો ॥ ફીકું લાગશે તો પાછું આપશું જો, તું તો શેને કરે છે વઢવાડ જો ॥ ઓછી૦ ॥ અલ્યા ગોરસ કેરૂં શું ગજું જો, હું તો પીયત એટલું પાત જો ॥ વચને વચને વેર વાધ્યાં ઘણાં જો, નકર મન મેલાપો થાત જો ॥ ઘેહેલું૦ ॥ અલી કઠણ વચન કહ્યાં નથી જો, તું તો ઘણી દીસે છે રીસાળ જો ॥ દાણના ગજાને શું દાખવું જો, નીકર આપત હઈયાનો હાર જો ॥ ઓછી૦ ॥ અલ્યા કરડો ભાગે ને રસ વાધે ઘણો જો, આ ગોવાલણી ગાય જો ॥ દાણલીલા છે દીનાનાથની જો, તે તો દાસ રતનીઓ ગાય જો ॥ ॥ ઘેહેલું શું બોલે૦ ॥

પદ ૧૫૫ મું. રાગ ગરબી.

કામળી મેલોને કાનજી રે, તમે શું માગો મારા નાથ ॥ કામળી મેલોને મારા નાથજી રે ॥ મહી મારે મથુરામાં વેચવું રે, માહારો જાએ સૈયરોનો સાથ ॥ કામલી૦ ॥ ૧ ॥ વળોને સઘળી તમે ગોપીકા રે, તમે લ્યોને સરવનું દાણ ॥ અથવા જાવા દો મુને એકલી રે, તમને નંદરાયની આણ ॥ કામલી૦ ॥ ૨ ॥ કહો તો મટુકી હેઠી ધરૂં રે, હું તો ઠાલી ફરી જાઉં ઘેર ॥ જઈને જસોદાજીને એમ કહેં રે, તમે જીવો કુંવરની પેર ॥ કામલી૦ ॥૩॥ વાત કરોને રહી વેગળા રે, પેલા દેખે છે દુરીજન લોક ॥ લોકાચાર છે દોહલો રે, પ્રીત કેમ કરી થાશે ફોક ॥ કામલી ॥ ૪ ॥ કાયાહે આવી નથી નારીઓ રે, પરાણે પ્રીત નવ ઉપજે રે, તમે મનમાં નવ વીસારૂં મોરાર રે ॥ કામલી૦ ॥૫॥ વાલો વાય છે વાંસળી રે, એવી

અધુરસ મરા રે ॥ તેરે સુણી મારા વાલા અમે રે, અમે આવીશું તત-કાળરે ॥ કામલી૦ ॥ ૬ ॥ કામ ન સુજે માહારા કંથજી રે, હું તો ઘેલી ફરૂં ઘરમાંય ॥ મોહનાં બાણુ પ્રભુ નાંખીયાં રે, આવી વાગ્યાં રૂદીયા માંય ॥ કામલી૦ ॥ ૭ ॥ રોતાં મેલ્યાં છોરૂ વાછોરૂ રે, હું તો એકલડી વ-નમાંહી ॥ સાસુ માહારી મુજને ખીજશે રે, માહારી નણંદલ દેશે ગાળ ॥ કામલી૦ ॥ ૮ ॥ એકાંતે આવજો વાલા એકલા રે, રૂડું વંદ્રાવન શુભ ધામ ॥ ભાલણુ પ્રભુ પાતલા રે, રસીક રમવા સરખું ધામ ॥કામ૦॥૯॥

પદ ૧૫૬ મું. રાગ ગરબી.

સરખી સમાણી ટોળે મળી વ્રીજનારજો, ચાલી ચાલી આવી ગોકુળ બહાર જો ॥ ચાલીને ચાલી રે વંદ્રાવનમાં ॥ ૧ ॥ ધરીયા ધરીયા શોભીતા શણગાર જો, સેંથો પુર્યો ઉર અનોપમ હાર જો ॥ ઓઢણીયાં ઓઢયાં ગમતી ભાતનાં ॥ ૨ ॥ માથે લીધાં મહીડા કેરાં માટ જો, આવી રોકયો ગોવાળીયાએ ઘાટ જો ॥ માગુને માગ્યું રે મહીનું દાણુ જો ॥ ૩ ॥ રોકો છો શું અલબેલાજી આજ જો, રાખું તાહારા માતપીતાની લાજ જો ॥ અળગોને રહેજે કંસની આણુ છે ॥ ૪ ॥ મોહનજી કહે સાંભળ રાધા વાત જો, આજ તેડી લાવી સરવે સાથ જો ॥ ફુલમાં ફુલમાં રે ઝાઝા જોઇને ॥ ૫ ॥ ગોવિંદ કહે માહારી સાથે છે ગોવાળ જો, વારી રાખું છું કરતો નથી આળ જો ॥ લુંટીને લેશે મહીનાં માટ જો ॥ ૬ ॥ લાડકવાયા આવડાં લાડ શું લડાવો જો, અમ સંગાથે આવલડી શી રીસ જો ॥ બળીયોને ઉછેર્યો રે નંદરાય આહેરથી ॥ ૭ ॥ શામહાજી કહે સાંભળો શામળીયા સુજાણ જો, મોહોડે માગી લેશો મહીડાં કેરાં દાણ જો ॥ રહેશો રે રહેશો આપજ ખોઇને ॥ ૮ ॥ હેતે પ્રીતે આપો મહીનાં દાણુ જો, નહી જાવા દેઉ નંદરાયની આણુ જો ॥ કહેવું હોય તો કહેજો મુજને ॥ ૯ ॥ આને મારગે આવતાં કંઈકજ વાર જો, ઘણાં આ-વતાં મહીડાં કેરાં માટ જો ॥ અચરત રે લાગે દાણી થયા ॥ ૧૦ ॥ વારે વારે વળી આપો દાણુ જો, ચંચલ તારાં નારી ઠગોરાં નેણુ જો ॥ ભુલ-વીઆ ભોળવીયા અમે નહી ભુલીએ ॥ ૧૧ ॥ આ વનમાં તમે ગાયો ચારો નીત્ય જો, કયાંથી લાવ્યા રાજકુંવરની રીત જો ॥ છાનો રહે છ-બીલા મન નવ ફુલીએ ॥ ૧૨ ॥ નંદરાયની નવલખ ગાયો ચારીએ જો,

દાણ આપ્યા વીના મારગ નવ જવાય જો ॥ પુછીને લેજો વ્રજના સાથમાં ॥ ૧૩ ॥ ગોકુળીયામાં વસાઆ એકજ વાર જો, નાનેથી મોટાથયા અમારા સાથમાં ॥ તમારી વાતો અમારા હાથજો ॥ ૧૪ ॥ મેહેણું દીધું લાગ્યું મોહન અંગ જો, ત્યારે તેવો રસીએ ક્રીધો રંગ જો ॥ ગેડીને મારી રે મહીના માટમાં ॥ ૧૫ ॥ સામા સામી સખીએ કીધો સોર જો, મહીડું પીવે નાગર નંદકીશોર જો ॥ ગોવાલણી લુંટી વસમી વાટમાં ॥ ૧૬ ॥ રાધાજીનાં ચંપકવરણાં ચીર જો, ઝાલી રહ્યા છે હરી હળધરના વીર જો ॥ સઘળી સાહેલી સરવે કરગરે ॥ ૧૭ ॥ હસીવસીને બોલ્યા શ્રી મહારાજ જો, રાધા માધવ મલીઆ આપો આપજો ॥ રણછોડ રીઝયા હઇડાં ટાઢાં થયાં ॥ ૧૮ ॥

પદ ૧૫૭ મું. રાગ ગરબી.

હોલી રમવાને નીસર્યાં, વહાલા આવ્યો છે ફાગણ માસ ॥ સાહેલી ॥ હોલી રમવાને૦ ॥ વહાલા વસંત વરને રે જોઇને, વહાલા હૈડે તે હરખ ન માય ॥ સાહેલી ॥ હોલી૦ ॥ ૧ ॥ વહાલા સઉનો તે શણગાર શોભીતો, વહાલા પહેરણા નવરંગ ચીર ॥ સાહેલી ॥ હોરી૦ ॥ વહાલા કાળીદ્રીને કાંઠડે, વહાલા ખેલે છે હળધર વીર ॥ સાહેલી ॥ હોરી૦ ॥૨॥ વહાલા એક દિશા બધા ગોવાળીયા, વહાલા એક દિશા વ્રજ બાલ ॥ સાહેલી ॥ હોરી૦ ॥ વહાલા કેશર કુમકુમ મુગટ ભર્યાં, વહાલા ઉડે છે અબીર ગુલાલ ॥ સાહેલી ॥ હોરી૦ ॥ ૩ ॥ વહાલા વાજે વેણા રસ વાંસળી, વહાલા વાજે છે મરદંગ તાલ ॥ સાહેલી ॥ હોરી૦ ॥ વહાલા રત્નજડીત્ર પીચકારીઓ, વહાલા હેતુ જનની હાથ ॥ સાહેલી ॥ હોરી૦ ॥ ૪ ॥વહાલા મોહનજીનાં મુખ ભર્યાં, વહાલા સાન બતાવી રાધા ગોરી ॥ સાહેલી ॥ હોરી૦ ॥ વહાલા ગાવત ગીત સોહામણાં, વહાલા બોલત હો હો હોરી ॥ સાહેલી ॥ હોરી૦ ॥૫॥ વહાલા ફગુવા રે માગે માનુની, વહાલા કુરણાનંદની પાસ ॥ સાહેલી ॥ હોરી૦ ॥ વહાલા સ્વામી ચરણ દાસનો શામળો, વહાલા કીધો છે રંગવીલાસ ॥ સાહેલી ॥ હોરી૦ ॥૬॥

પદ ૧૫૮ હું. રાગ ગરબી.

નવલકીશોરી રાધકા, ઓર નવલ કીશોર ॥ ખેલત ફાગ સોહામણો, ત્રીજરાજની પોલ ॥ એક દિશા સઉ સુંદરી, એક દિશા ગોપાળ ॥ ગા-

વત ગીત સોહામણી, વ્રજરાજની બાળ ॥ વાજીંત્ર વાજે ઘણાં, વાજે મ્રદંગ તાલ ॥ અરસપરસ મન ભાવતાં, ઉડે અબીર ગુલાલ ॥ તેને સમે ત્યાં ઘેરીએ, શ્રી નંદ કુમાર ॥ મોરલી તે મેહેલો વેગળી, રાખીએ તે વાર ॥ ફગુવા તે આપો શામળા, અમને આગળ ॥ રૂગનાથ પ્રભુ પામશો, મોરલી તે વાર ॥ મોરલી અમારી આપોને, શ્રી રાધા નાર ॥ મન તમારૂં મનાવું, લેતાં લાગી વાર ॥ જાણ્યું જસોદા રાણીએ, સઉને તેડાવ્યાં ઘેર ॥ મેવા ભરાવ્યા ગોદમાં, કરાવી લેહેર ॥ રાધા માધવ નીત્ય રમે, એવો વ્રજ ફાગ ॥ એ વ્રજવાસી લોકનાં, મહોટાં બડભાગ ॥ મહા મહા સુખ વસંતનું, મુખ કહ્યું ના જાય ॥ સહસ્ર મુખ નવનવી, નીત્ય ગુણલા ગાય ॥ રૂગનાથ પ્રભુ શામળા, શ્રી ગોવરધન રાય ॥

પદ ૧૫૯ મું. રાગ ગરબી.

ચાલો ચતુરા નાર ॥ હોરી રમવાને ॥ શ્રી વંદ્રાવન મોઝાર ॥ હોરી રમવાને ॥ ત્યાં ઉભા નંદકુમાર ॥ હોરી૦ ॥ સઉ સોલ ધરો શણગાર ॥ હોરી૦ ॥ પાયે નેપુરનો ઝમકાર ॥ હોરી૦ ॥ શ્રી રાધકાજીની વાર ॥ હોરી૦ ॥ લીજે રંગ અપાર ॥ હોરી૦ ॥ માંહી શ્રી રાધા સરદાર ॥ હોરી૦ ॥ ટોળાનો નહી તાગ ॥ હોરી૦ ॥ અબળાનો અખંડ સોભાગ ॥ હોરી૦ ॥ સઉકોના મનમાં સુર ॥ હોરી૦ ॥ જાણે ચાલ્યું સાહેરનું પુર ॥ હોરી૦ ॥ સઉ શામળીયાની સાથ ॥ હોરી૦ ॥ ગુણ ગાય છે રૂગનાથ ॥ હોરી રમવાને ॥

પદ ૧૬૦ મું. રાગ ગરબી.

આઘા રહો હો અલબેલા છેલ અડશોમાં, અડશોમાં રે વાલમ વડશોમાં ॥ આઘા૦ ॥ ૧ ॥ એક ભરાના સમ ખાવો તો, અધુર તણો રસ પાઉં ॥ કાનકુંવર કાળા દીસો છો, હું કાળી થઈ જાઉં ॥ અમને૦ ॥ ૨ ॥ મુજ અડકે તું શામ થઇશ તો, હું કામ નહીં થાઉં ગોરો ॥ ફરી મળે નહી અદલેબદલે, મુજ મેરો તુજ તોરો ॥ અમને૦ ॥ ૩ ॥ કાળા થયાનું કષ્ટ નથી પણ, લગન લોકમાં ઠરશે ॥ ભગુવામાં લંછન લાગે તો, બીજોવર કયમ વરસે ॥ અમને૦ ॥ ૪ ॥ બીજા વરનું કામ કશું છે, હરીવર વરે તું ધન્ય ॥ જેનું લંછન તેને વરીએ, તેમાં ના મલે અન્ય ॥

અમને૦ ॥ ૫ ॥ એવું સુણી હરીવદને ભેટ્યા, ફરી ઉત્તર નવ સુજે ॥ હોરીની હાંસીનીજ લીલા, દયા પ્રીતમરસ•પીજે ॥ અમને૦ ॥ ૬ ॥

પદ ૧૬૧ મું. રાગ ગરબી.

આવી સબ ગોકુલકી બાળા, અબ સુણો ગીરધારી ॥ ચુવા ચંદન ઓર અરગજા, કર કંચન પીચકારી ॥ આહોને હરજી ખેલે ॥ ૧ ॥ આવી મળી સઉ ગામ ગાંદડે, સજકે શોલ શણગાર ॥ પાએ નેપુર રૂમઝુમ વાગે, કંઠે એકાવલ હાર ॥ આહોને૦ ॥ ૨ ॥ સોભા સારી ને રાધે પ્યારી, વાહાલ વાધ્યું છે ઉરાજે જેમ તે તેમ ચાલી જાએ, જેમ સાઅરનું પુર ॥ આહોને૦ ॥ ૩ ॥ ઉતહી બન્યો સબ નંદા નંદકો, બલભદ્ર ભગવાન ॥ મોર મુગટ શીર છત્ર બીરાજે, કુંડલ લલકે કાન ॥અહોને૦॥ ॥ ૪ ॥ સંગ સખા સબ બોહોત ભરાએ, ભર ભર લાવે માટ ॥ બલ મોહનજી મન મકલાવે, શ્રી રાધાજી આવે હાથ ॥ આહોને૦ ॥ ૫ ॥ છોડત છીરકત ભરત ભરાવત, ઉડાવત અબીલ ગુલાલ ॥ સામાસામી અરસપરસપર, દેત ભવાની ગાળ ॥ આહોને૦ ॥ ૬ ॥ રાધે ને મન સમરણ કીનો, લાલર લોકમાં જાક ॥ તીન લોકકો એ ત્રિભુવન, સો કેમ આવે હાથ ॥ આહોને૦ ॥ ૭ ॥ ટુટ પડી તરીઆની ત્રીકમપર, જેમ દીપક ઝપલાવે ॥ એસી ટુટ પડી મોહન પર, પકડ ફટ ઘર લાવે ॥ આહોને૦ ॥ ૮ ॥ મોર મુગટ છીન લીઓ રાધે, ભેઅ બનાઓ ઓ નારી ॥ લાલ ગાલપર ગુલછાદીની, પહેરાવી નવ રંગ સાડી ॥ આહોને૦ ॥ ૯ ॥ તબહી લાલ મુખ બોલે રાધે, જે ચાઇએ સો દેઉ ॥ આપ આપકી ઈચ્છા હોય તો, સોઈ સોઈ ફગવા દેઉ ॥ આહોને૦ ॥ ૧૦ ॥ સબ સખીઅન મીલ ફગુવા માગે, મેવા બહોત મગાવે ॥ પ્રેમાનંદદાસ કોઠા કરો, સબકો ભલો મનાવે ॥ આહોને૦ ॥ ૬૧ ॥

પદ ૧૬૨ મું. રાગ ગરબી.

વનસીવટને ચોક ॥ વહાલો ઉભો છે ॥ પોતપોતાની શોક ॥ વહાલો૦ ॥ ભેખ અનોપમ લેઇ ॥ વહાલો૦ ॥ કાંઠે સાથીને કર દેઇ ॥ વહાલો૦ ॥ ૧ ॥ શીશ ચંદ્રકા મોર ॥ વહાલો૦ ॥ મુખ મોરલી ઘન ઘોર ॥ વહાલે૦ ॥ સુખ શોભાનું ધામ ॥ વહાલો૦ ॥ આવી ચરણે લોટે કામ ॥ વહાલો૦ ॥ ૨ ॥ ફુલી રહ્યો છે ફાગ ॥ વહાલો૦ ॥ ભગતનું અડસે ભા

ગ ॥ વહાલો૦ ॥ વાજે છે મરદંગ તાલ ॥ વહાલો૦ ॥ ગુણુ ગાએ ગોપી રસાલ ॥ વહાલો૦ ॥ ૩ ॥ સુદામાની સાથ ॥ વહાલો૦ ॥ ત્યાં જુવે જન રૂઘનાથ ॥ વહાલો૦ ॥ ૪ ॥

પદ ૧૬૩ મું. રાગ ગરબી.

જે ઘેર હરી કથા નહીં કીરતન, સંત નહીં મીજમાના ॥ તે ઘેર જમડે દેરા દીના, સાંજ પડે સમશાના ॥ જે ઘેર૦ ॥ ૧ ॥ ફાલાકા ફુલ રતહે, કહા બતલાવત અંગા ॥ ઘડી પલકમાં ક્ષીણુ હો જાયગા, જેસા રંગ પતંગા ॥ જે ઘેર૦ ॥ ૨ ॥ મેરી મેરી કર મર ગયા મુરખા, તોય ના મટયો અભીમાન ॥ કાળ ડંકા દેઈ ચલેગો, કુણુ બુઢાને કુણુ જવાન ॥ જે ઘેર૦ ॥ ૩ ॥ વ્રંદ્રાવનકી કુંજ ગલનમાં, પંથ પંથ બીસરામ ॥ કહેત કબીર સુણો ભઈ સાધુ, છોડ દો અભીમાન ॥ જે ઘેર૦ ॥ ૪ ॥

પદ ૧૬૪ મું. રાગ ગરબી.

ઘડપણુ કોને મોકલ્યું, જાણો જોબન રહેશે કાલ ॥ ઘડપણુ૦ ॥ ઉમર તો ડુંગર થયા રે, પાધર થયા પરદેશ ॥ ગોળીતો ગંગા થઈ રે, અંગે ઉજળા થયા છે કેશ ॥ ઘડપણુ૦ ॥ ૧॥ નહોતું જોઈતું ને શીદ આવીયું રે, નહોતી જોઇ તહારી વાટ ॥ ઘરમાંથી હલવા થઆં રે, કહે છે ખુણો હલાવોને ખાટ ॥ ઘડપણુ૦ ॥ ૨ ॥નાનપણુમાં ભાવે લાડુઆને, ઘડપણુમાં ભાવે સેવ ॥ રોજને રોજ જોઇએ રાબડી રે, એવી બળી રે ઘડપણુની ટેવ ॥ ઘડપણુ૦ ॥ ૩ ॥ પ્રાતઃકાલે પ્રાણુ માહરા રે, અન્ન વિના અકળાય ॥ ઘરનાં કહે છે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય ॥ ઘડપણુ૦ ॥ ૪ ॥ દીકરા હતા તે જુજવા થયા રે, વહુવારૂ દે છે ગાળ ॥ દીકરીઓને જમઇડા લેઇ ગયા રે, હવે ઘડપણુના સારે હવાલ ॥ ઘડપણુ૦ ॥ ૫ ॥ નવ નાડીઓ જુજુવી પડી રે, આવીને પહોંચ્યો કાળ ॥ બઇરાં છોકરાં ફટ ફટ કરે રે, નાના મોટા મળી દે છે ગાળ ॥ ઘડપણુ૦ ॥ ॥ ૫ ॥ આવી વેળા અંતકાળની રે, દીકરા પધાર્યા દુર ॥ પસલીએથી છોડી વાંસલી રે, તેને લેઇ લીધી તેની વાર ॥ ઘડપણુ૦ ॥ ૬ ॥ હે જાવુંણી સહુ હરી ભજો રે, સાંભળજો સહુ સાથ ॥ પર ઉપકાર કરી જે કાંઈ પામશો રે, જે કાંઈ કીધું હસે જમણે હાથ ॥ ઘડપણુ૦ ॥ ૭ ॥ એવું ન-

ફટ છે આ વૃદ્ધપણું રે, મુકી દો અહંકાર ॥ ધરમના શાસ્ત્ર વચનથકી રે, મહેતો નરસૈયો ઉતરો ભવપાર ॥ ઘડપણ૦ ॥ ૮ ॥

પદ ૧૬૫ મું. રાગ સામેરી.

હની હો મથુરાની વાટે રે હરી રથ વહી ગયા રે, ઉડે ઉડે રે જેણેરી રજ ॥ હની હો દીન દીન કરતા રે સતાઉગો દુદલો રે, નાથજી તો તોડી ગયા રે સનેહ ॥ મથુરા૦ ॥ ૧ ॥ હની હો જુમનાની તીરે કદમનાં ઝાડવાં રે, ઉપર ચડીને નાલેરે વ્રજનાર ॥ હની હો આ રથ જાય રે મારા નાથનો રે, હવે ઉભા હાથ ઘસે શું થાય ॥ મથુરા૦ ॥ ૨ ॥ હની હો ગીરધર ગોકુળ રે ગામનો ગરાસીયો રે, વાલે મારે માર્યાં રે મોહનાં બાણ ॥ હની હો વાયદો કરીને રે વાલો મારો વહી ગયા રે, ગોપીઓના લેવાશે કાંઇ પ્રાણ ॥ મથુરા૦ ॥ ૩ ॥ હની હો જસોમતી ઝુરેરે નંદસુત આંગણે રે, ઝુરે ઝુરે ગાયો ને ગોવાળ ॥ હની હો સ્વામી જીવણનારે મથુરામાં જઇ રહ્યા રે, વાલો મારો ભક્તવત્સલ પ્રતીપાળ ॥ મથુરા૦ ॥૪॥

પદ ૧૬૬ મું. રાગ સામેરી.

હની હો વાલાને વળાવીરે વીનતા તો ઘેર વળી રે, આંખડીએ તો ચાલે રે આંસુડાની ધાર ॥ હની હો ગદગદ કંઠે રે સરવે થઇ ગોપીકા રે, રૂદન કરે છે રે વ્રીજની નાર ॥ વાલાને૦ ॥ ૧ ॥ હની હો મુકીને મરજાદારે રાધાજી રૂદન કરે રે, ચરણ ના ચાલે રે ઢળી ઢળી જાય ॥ હની હો આણી આણી વાટે રે રાધાજીનો રથ ગયો રે, સુની સુની શેરીઓ ખાવા ધાય ॥ વાલાને૦ ॥ ૨ ॥ હની હો આણેને ઠેકાણેરે વાલે રથ રાખીયા રે, આપને બોલાવી લીધારે પાસ ॥ હની હો સ્નેહની વાતોરે શામળીયોજી કહી ગયા રે, મારગડે ઉભારે આપણુ દાસ ॥ વાલાને૦ ॥ ૩॥ હની હો વાલાનો વીજોગરે કહો કેમ વેઠીએ રે, રાખ્યું નથી રહેતું રે ધારણ ધીર ॥ હની હો સ્વામી જીવણના રે, જઇને કહેજો એટલું રે, અબળાએ મુકયાં રે અન્ન ને નીર ॥ વાલાને૦ ॥ ૪ ॥

પદ ૧૬૭ મું. રાગ સામેરી.

હની હો શરદની રેણીરે સુંદરી સોહામણી રે, મોરલી વગાડે રે નંદકુમાર ॥ હની હો જબકીને જાગીરે સુંદીર સેજમાં રે, ચાલો સખી વંદ્રાવન મોજાર ॥ શરદ૦ ॥ ૧ ॥ હની હો અવળા ને સવળારે આભુ-

ષણુ અંગે ધર્યાં રે, અવળા પેરણ અંગે ચીર ॥ હની હો મોહની લાગી રે મોહનલાલશું રે, ચાલો સખી ત્રટ જુમનાંની તીર ॥ શરદ૦ ॥ ૨ ॥ હની હો સહુ વ્રીજ વીનતારે સરવે ટોળે મળી રે, સઉકોને મન વસીયા મહારાજ ॥ હનીહો સ્વામી જીવણુનારે ભાવે કરી ભેટીએ રે, આજ મને મળીયા રે પુરણાનંદ ॥ શરદ૦ ॥ ૩ ॥

પદ ૧૬૮ મું. રાગ સામેરી.

હની હો જુમનાની તીરેરે રાધાવર ઉભલા રે, ત્યાં જઈ કીધે રે નવલો નેહ ॥ હની હો વેલા ભારે પડીરે વારે ધાજો વીઠલા રે, મહેર કરીને શ્રી મહારાજ ॥ જુમ૦ ॥ ૧ ॥ હની હો પાતળીયા પરદેશની રે પ્રીતલડી બાંધી છે રે, કેમ રહે ધારણ મારૂં ધીર ॥ હની હો મથુરાં મેલીનેરે ગોકુળમાં આવીયો રે, અહીંયાં કરશે નવલો નેહ ॥ જુમ૦ ॥ ૨ ॥ હની હો ગોવાળાની સાથે રે ગાયો ચારે ખરા રે, વાલો મારો મોરલી વાય અરૂપ ॥ હની હો ચીત મારૂં ચોર્યું રે વેણાના નાદમાં રે, ॥ જુમનાની તીરે રાધાવર ઉભલારે. ॥ ૩ ॥

પદ ૧૬૯ મું. રાગ સામેરી.

હની હો દ્વારકાના વાસી રે વેલેરા પધારજો રે, હાંરે રાણી રૂક્ષમણી કેરા કંથ ॥ હની હો દુષ્ટ દુરજોધનરે લાગ્યો મુને પીડવા રે, વાલા મારા ચોદિશ નીહાળુ તારો પંથ ॥ દ્વારકા૦ ॥ ૧ ॥ હની હો સોડ તાણીનેરે શું રે સુતો શામળા રે, આળસ મરડીને ઉઠોને એ પ્રભુ આજ ॥ હની હો લક્ષ્મીજી તલાસેરે પગ કેરાં પાવલાં રે, હવે તમે મેહેર કરોને મહારાજ ॥ દ્વારકા૦ ॥ ૨ ॥ હની હો છપ્પનકોટી જાદવરે તે તો સરવે તારીયા રે, બલીભદ્ર સરખા રે જેને ભ્રાત ॥ હની હો કાળીનાથ નાથ્યોરે જરાસંધ જીતીયો રે, તે બળ ક્યાંરે ગયું મારા નાથ ॥ દ્વારકા૦ ॥ ૩ ॥ હની હો ગઉ ગોપી કાજે રે ગોવરધન કર ધર્યો રે, દાવાનલ પીધો રે દોઉ વાર ॥ હની હો વખને ફેડીનેરે વાલો વખીઆ કરી રે, વાલે મારે ઉગાર્યો ચંદ્રહાસ ॥ દ્વારકા૦ ॥ ૪ ॥ હની હો ગ્રાહથકીરે ગજ મુકાવીયો રે, કીધી વાલે સુધનવાની સાહ્ય ॥ હની હો નરસિંહ રૂપેરે હીરણાકશ્યપ મારીયો રે, વાલે મારે ઉગાર્યો પ્રલ્હાદ ॥ દ્વારકા૦ ॥ ૫ ॥ હની હો વસમી વેળાયે

રે, વારે ધાજો વીઠલા રે, ધાજો તમે છત્રપતી નિરધાર ॥ હની હો અસ્વારી કરજો રે ગરૂડના ઉપરેરે, નરસૈયો વીનવેરે વારંવાર ॥દ્વારકા૦॥૬॥

પદ ૧૭૦ મું. રાગ સામેરી.

હની હો જુમનાની તીરેરે ગઉ ધેન ચારતો રે, વાલો રમે ગોવાળાની સાથ ॥ હની હો મુગટ બીરાજેરે માથે મોરપીંછનો રે, સુંદીર મોરલી હરીને હાથ ॥ જુમના૦ ॥ ૧ ॥ હની હો શુદ્ધ બુદ્ધ ભુલી રે ત્રીકમ તમ વીના રે, શામળો બાળપણાનો સ્નેહ ॥ હની હો નિરગુણ ગયો રે હવે હું તો શું કરૂં રે, વાલે મારે રંગ રમાડી દીધો છેહ ॥ જુમના૦॥૨॥ હની હો મનનો મેલાવોરે હવે સખી મેલવો રે, એ છે ત્રીજ વીનતાકો આધાર ॥ હની હો નરસૈયાનો સ્વામીરે જો આવી મળે રે, કરી રાખું હઇડા કેરો હાર ॥ જુમના૦ ॥ ૩ ॥

પદ ૧૭૧ મું. રાગ સામેરી.

હની હો મારૂં મન મોહ્યું રે મીઠા લાલશું રે, વાલાજી શું વળી વળી કરીએ વાત ॥ હની હો સુખ દુઃખ કહીએરે આપણી દેહીનાં રે, રહીએ સખી શામળીયાની સાથ ॥ મારૂં૦ ॥ ૧ ॥ હની હો આડી આડી મેસેરે ભલો વાલા અજાજાણી રે, નીહાળો મારો નખશીખનો શણગાર॥ હની હો આંખલડીને ચાળેરે ચીત્ત મારૂં ચોરીયું રે, જુવો બાઇ કાનુડાનું કામ ॥ મારૂં૦ ॥ ૨ ॥ હની હો મેણું મને દે છેરે સાસુ મારો સાસરો રે, કાંઇ છે તારો ગીરધરશું ઘરબાર ॥ હની હો હરે બાઇ મહારેને રે પ્રભુશું પ્રીત છે રે, હવે મને શું કરશે સંસાર ॥ મારૂં૦ ॥ ૩ ॥ હની હો સુતાંને બેઠાં રે હરી મને સાંભળે રે, એની મને અંતરમાં ઘણી આશ ॥ હની હો લાગી હરી અમારેરે પ્રીત એની મીઠડી રે, નિત્ય દરશણમાં રે રણછોડદાસ ॥ મારૂં૦ ॥ ૪ ॥

પદ ૧૭૨ મું. રાગ સામેરી.

હની હો આજ મુને મળીયારે વંદ્રાવન વીઠલો રે, તેનું મને રૂદીએ રહ્યું છે ધ્યાન ॥ હની હો અવર ના દેખું રે આ સંસારમાં રે, જે દહાડાના સુરતે દીઠા છે કાન ॥ આજ૦ ॥૧ ॥ હની હો શુદ્ધ બુદ્ધ ભુલી રે સરવે દેહીની રે, તેની મને નવ રહી ધારણધીર ॥ હની હો ચીત મારૂં ચોટયું રે માવજીના માળીએ રે, જયારે મેં તો દીઠા રે જુમનાં તીર ॥

આજ૦ ॥ ૨ ॥ હની હો કામણ કીધું રે આઇ કાળે કાનુડે રે, તને કરી ઘેહેલીરે ઘરમાંય ॥ હની હો દીવસના ભાખેરે રેણુ નહી નીંદ્રા રે, એની મને કામ ન સુજે કાંય ॥ આજ૦ ॥ ૩ ॥ હની હો કોટી શશી ભાનુરે જોતાં ઝાંખી પડી રે, કોટી કોટી મન મથ્યા લાજે જોઇ ॥ હની હો તુળસીસુતનો સ્વામી રે અતિ રળીયામણો રે, તેશું મારૂં મન રહ્યું છે મોહી ॥ આજ મને૦ ॥ ૪ ॥

### પદ ૧૭૩ મું. રાગ સામેરી.

હની હો નેહલડો ના મુકું રે નટવર નાથજી રે, શેને કાજે પેહેલી કીધી પ્રીત ॥ હની હો હાથ ગ્રહીનેરે મુકી નવ દીજીએ રે, આતો નોહોય રૂડા જનની રીત ॥ નેહલડો૦ ॥ ૧ ॥ હની હો નીરભે બેસાડી રે નદી નવ બેસીએ રે, ઓછંગે ઉછળીએ નહી શામ ॥ હની હો સુખલડી ખવરાવી રે શીશ નવ છેદીએ રે, એ તો કુડા કપટી કેરાં કામ ॥ નેહવડો૦ ॥ ૨ ॥ હની હો કોમળ થઇને રે કઠણ શું થાઓ છો રે, અધમ ઓધારણ નીરમલ નામ ॥ હની હો નીશદીન જોતી રે વહાલા તારી વાટડી રે, દરશણ દીજે સુંદીર શ્યામ ॥ નેહલડો૦ ॥ ૩ ॥હની હો શ્યામ દુરણ કારણ પાલવા રે, અવગુણીયા તારે ગુણી ગોપાળ ॥ હની હો વ્રજનાથ રે પ્રભુ પ્રીતમ છો રે, સદા છો રે સેવકતણા પ્રતીપાળ ॥ નેહલડો૦ ॥ ૪ ॥

### પદ ૧૭૪ મું. રાગ સામેરી.

હની હો વ્રીજના વીહારી રે મુજને સાંભળે રે, હવે કયાંથી દેખું દીનદયાળ ॥ હની હો મોળીયું બાંધે રે મોહન મલપતા રે, આણે આણે આવી વાતે વહાલ ॥ વ્રીજ૦ ॥ ૧ ॥ હની હો જુમનાની તીરે રે ગઉધેન ચારતો રે, અમો વળી ભરવા જાતાં નીર ॥ વહાલો મળતા રે સામા વાટમાં રે, દરશણ દેતા શ્યામ શરીર ॥ વ્રીજ૦ ॥ ૨ ॥ અની હો મધકરી જાતાં રે માખણ મહી વેચવા રે, વાલો મારો માગતો મહીનું દાન ॥ હની હો તેને પ્રભુજી રે કેમ જાવો વીસરી રે, સુંદીર સુંદીરનો સુજાણ ॥ વ્રીજ૦ ॥ ૩ ॥ હની હો હશીને વચને રે વાલો મારો સાંખતા રે, નહીંતર સુરતો સંગ્રામ ॥ હની હો પ્રાગદાસ પાછી રે વળતી નવ વળે રે, ઘુમઝુમ ભરીએ ઝામ ॥ વ્રીજ૦ ॥ ૪ ॥

પદ ૧૭૫ મું. રાગ સામેરી.

હની હો શોકલડી ધુતારી રે સૈયર શું કરૂં રે, એને દુઃખે દાઝે મારી દેહ ॥ હની હો ઘણાને દિવસથી રે બાઈ મારૂં ઘર તજે રે, બાંધ્યો વળી નવરા નરશું નેહ ॥ શોકલડી૦ ॥ ૧ ॥ હની હો એકના અનેરાં રે બાઈ એને ભોળવો રે, અમને તો નહી તમારી રે આશ ॥ હની હો સેજલડી ઢુંડી રે હું પાછી વળી રે, પેઉ મારો પાડોશણની પાસ ॥ શોકલડી૦ ॥ ૨ ॥ હની હો એને ચલણ રે બાઇ અમો સાંધવા રે, અનેકરી ના આવ્યા અવર નાથ ॥ હની હો સરખાને સરખું રે બાઈ એને વાછડું રે, ધુતો લાગ્યો ધુતારીની સાથ ॥ શોકલડી૦ ॥ ૩ ॥ હની હો કામણગારો રે બાઈ એ તો કંચવો રે, પેરણ પડગંચભાતી ચીર ॥ હની હો મારે પેરણ રે સાદા ચુંથરા રે, આવું હરજી કેરૂં હીર ॥ શોકલડી૦ ॥૪॥ હની હો એવા નીરલજ વેડા રે બાઇ મુને ના આવડે રે, બોલતાં તો બીહું છું રે લગાર ॥ હની હો નરસૈયાના સ્વામી રે સબળા સ્વાદીયારે, ગળ્યો ગળ્યો લાગ્યો એને ગોળ ॥ શોકલડી૦ ॥ ૫ ॥

પદ ૧૭૬ મું. રાગ સામેરી.

ઉગતે વહાણે રાધકાજીની માડી જાગી, ચીતમાં ચકોર લાગી રે॥ આશું રે કીધું ॥ કુંવરી મારે દુઃખનો દરીયો આજ રે, તેં કુળની મેલી લાજ રે ॥ આ શું૦ ॥ ૨ ॥ કુંવરી તારા કીયા વેરીએ વેર સાધ્યાં, મીંઢલ કોનાં બાંધ્યાં રે ॥ આ શું૦ ॥ કુંવરી તારો કચી નગરીમાં દંત વેર્યો, તેં ચુડો કોનો પેર્યો રે ॥ આ શું૦ ॥ ૩ ॥ કુંવરી તેં તો જીવડો લીધો મારો ઝાલી, વરમાળા કોની ઘાલી રે ॥ આ શું૦ ॥ કુંવરી તેં તો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડી રે ॥ આ શું૦ ॥ ૪ ॥ કુંવરી તારો માંડવો કયાં રોપ્યો, તારા વરને કોણે પોખ્યો રે ॥ આ શું૦ ॥ કુંવરી ત્યાં તો કીયા ગુરૂદેવ આવ્યા, તને કોણે વેદ ભણાવ્યા ॥ આ શું૦॥ ॥ ૫ ॥ કુંવરી તને કોણે રમાડ્યાં, તને કણસાર કોણે જમાડ્યા રે ॥ આ શું૦॥ કુંવરી તેં તો કુળમાં લગાડી છે ખામી, તને મળ્યો રાજનો સ્વામી રે ॥ આ શું ॥ ૬ ॥ એટલે ત્યાં તો બોલ્યાં રાધકાજી વાત રે, મેં બહુ સારૂં કીધું ॥ માતા મારી દુઃખનો દરીયો નથી રેલ્યો, નથી કુળનો મારગ મેલ્યો રે ॥ મેં૦ ॥ ૭ ॥ મારી શીશ તમારા નથી વેચ્યા, પાનેતર પ-

ભુના પેચ્યા રે ॥ મેં૦ ॥ માતારે નથી વેરીએ વેર સાધ્યાં, મીંઢલ મોહનનાં બાંધ્યાં રે ॥ મેં૦ ॥ ૮ ॥ માતા મારો મથુરાં નગરીમાં દંત વેર્યો, મેં ચુડો અવીચળ પેર્યો રે ॥ મેં૦ ॥ માતા તારો જીવડો નથી લીધો વરમાળા વીઠલની ઘાલી રે ॥ મેં૦ ॥ ૯ ॥ માતા મેં તો હરખે ઉપરણી પેહેરી, મારે અખંડ વરની જોડી રે ॥ મેં૦ ॥ માતા મારો માંડવડો વનમાં રોપ્યો, ઉમીયાએ વરને પુંખ્યો રે ॥ મેં૦ ॥ ૧૦ ॥ માતા ત્યાં તો તેત્રીસક્રોડ દેવ આવ્યા, બ્રહ્માએ વેદ ભણાવ્યા રે ॥ મેં૦ ॥ માતા મેં તો અમ્રત રસને પીધા, શીવે કન્યાદાન દીધાં રે ॥ મેં૦ ॥ ૧૧ ॥ માતા મારે બ્રહ્માએ રંગમાં રમાડ્યા, કણુસાર ઉમીયાએ જમાડ્યા રે ॥ મેં૦ ॥ માતા મેં તો શીવને ચડાવ્યા ફુલગજરા, વાસુદેવ સરખા સસરા રે ॥ મેં૦ ॥ ૧૨ ॥ માતા મેં તો શીવને ચડાવ્યાં ફુલ જાસુ, દેવકીજી સરખાં સાસુ રે ॥ મેં૦ ॥ માતા મેં તો શીવને ચડાવી છે ફલદી, સુભદ્રા સરખી નણુદી રે ॥ મેં૦ ॥ ૧૩ ॥ માતા મેં તો શીવને ચડાવ્યા છે હાર, મને કૃષ્ણ મળ્યા ભરથાર રે ॥ મેં૦ ॥ માતા મેં તો કુળમાં લગાડી નથી મને મળ્યો રાજનો સ્વામી રે ॥ મેં૦ ॥ ૧૪ ॥ વળતી માતા બોલ્યાં છે વાણી, તું સાંભળ પુત્રી શાણી રે ॥ આ શું૦ ॥ કુંવરી એ તો કૃષ્ણ કહેવાએલો કાળો, એ ગાયોનો ગોવાળો ॥ આ શું૦ ॥ ૧૫ ॥ કુંવરી એ તો કાનુડો કામણગારો, એ જનમારાનો ધુતારો॥ આ શું૦ ॥ કુંવરી એમાં ચાંદા સુરજની શાખ્યો, એને જશોદાએ રાખ્યો રે ॥ આ શું૦ ॥ ૧૬ ॥ કુંવરી એ તો ગાયો ચારીને પેટ ભરતો, પરનારી પાછળ ફરતો રે ॥ આ શું૦ ॥ કુંવરી તારો તાત આવે ને જો જાણે, તો કંઠે પ્રાણજ આણે રે॥ આ શું૦ ॥ ૧૭ ॥ કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં, મને દુખડાં બહુ દીધાં રે ॥ આ શું૦ ॥ માતા મારી કૃષ્ણને એમ નવ કહીએ, એને ચરણે જઇને રહીએ રે ॥ આ શું૦ ॥ ૧૮ ॥ માતા એ તો ચૌદ ભુવનનો વાસી, એને ચરણે કોટીક કાશી રે ॥ સાંભળ માડી ॥ માતા એને પરણ્યાં તે ફોગટ કેમ થાશે, જો સુરજ પશ્ચિમ જાશે રે ॥ સાંભળ માડી ॥ ૧૯ ॥ માતા તારે કરવું હોય તે કરજે, તારે મરવું હોય તો મરજે રે ॥ સાંભ૦ ॥ માતા હું તો પુરણ પદને પામી, મને મળ્યો રાજનો સ્વામી રે ॥ સાંભળ માડી ॥ ૨૦ ॥

પદ ૧૭૭ મું. રાગ સામેરી.

છેલપણે છોગાળી રે ચાલે, માથે મહીનો ભાર રે ॥ કસકસતી કાછલડી રે ઉપર, લટકે નવસર હાર રે ॥ છેલ૦ ॥ ૧ ॥ મલવા હીંડે મણીધર માવો, જોબનવંતી નારી રે ॥ જુમના તીરે રમતાં દીઠો, શામળીયો ગીરધારી રે॥છેલ૦॥ ૨ ॥દાણની મેશે દામોદર આવ્યા, લટકે બાવડી ઝાલી રે ॥ નરસૈયાના સ્વામીને મળતા, હું પ્રેમ આણંદ પામી રે ॥ છેલપણે૦ ॥ ૩ ॥

પદ ૧૭૮ મું. રાગ સામેરી.

સન્મુખ ભાળો રે સુંદર શામળા રે, ટાળો મારા તરવેદીતના તાપ ॥ તમવીના સુની રે સુંદર સેજડી રે, કહો કેમ રહે અબળાનું આપ ॥ સન્મુખ૦ ॥ ૧ ॥ એ તે હમારૂં રે જોબન જાય છે રે, થાય છે રે નથી મળ્યાનો નેહ ॥ એવી હું તો થઇ છું રે વહેમે વ્યાકુળી રે, દરદે દુર્બળ મારી દેહ ॥ સન્મુખ૦ ॥ ૨ ॥ વાયદેને વાયરે વાલાજી શું વાયદા રે, થાઓ છો શું નગણા નાથ ॥ જાઓ છો શું જુઠા રે દિલાસા દેઇને રે, વાલા મારે એવા એની વાત ॥ સન્મુખ૦ ॥ ૩ ॥ અરજ હમારી રે મોહન માનજો રે, જાણજો ચરણકમળનો દાસ ॥ શામળ કહે છે રે કરજોડી રે, પ્રીતે પધારો પ્રીતમ પાસ ॥ સન્મુખ૦ ॥ ૪ ॥

પદ ૧૭૯ મું. રાગ સામેરી.

પ્રેમી જન પીએ રે અમરીત રસ ઝરે રે, ઝરે ઝરે વંદ્રાવન મોઝાર ॥ સુરીનર બ્રહ્મા રે પુરૂષ પાયે નહીં રે, તે નીત્ય નીત્ય ઝરે વ્રજ નાર ॥ પ્રેમી૦ ॥ ૧ ॥ સુંદર રાત રે શરદ પુનમની રે, સુંદર ઉગ્યો પુનમ ચંદ ॥ સુંદર પરમ રે કમલના પસાલા રે, રતીપતી આભ ઉરનો આણંદ ॥ પ્રેમી૦ ॥ ૨ ॥ એ પીઓ પીઓ ગોવિંદજીશું ગોઠડી રે, થઇ રહી રંગમાં રસની રેલ ॥ ગીરધર ને ગોપી રે લાગ્યા બે લડી રે, ફુલ્યો ફુલ્યો ચંપક વીહો વેલ ॥ પ્રેમી૦ ॥ ૩ ॥ આ રત રૂડી રે રચના રાસની રે, નીરખીને નયણાં તરપત થાય ॥ રણછોડ રીઝ્યા રે રૂડો રંગ જોઇને, જેને હઇડે હરખ ન માય ॥ પ્રેમી૦ ॥ ૪ ॥

પદ ૧૮૦ મું. રાગ સામેરી.

કાનુડો છોગાળો રે બાઈ મારે મન વસ્યો રે, જે દીન મળીયો

જાુમનાની તીર ॥ અંગેને ઓપી રે પ્રીતે પામરી રે, બાઇ મારે પેરણુ નવરંગ ચીર ॥ કાનુડો૦ ॥ ૧ ॥ જળહળને મોલે રે મોહન મલપતો રે, કાને કુંડળ કંઠે હાર ॥ મારે તો પેરણુ રે ચોળી ચમકતી રે, પાવલે ઝાંઝરનો ઝમકાર ॥ કાનુડો૦ ॥ ૨ ॥ વાલોજી વગાડે રે વેણુને વાંસળી રે, અતિશે મીઠડી મધુરી વાણુ ॥ મોહન જાણી રે મેં જોયું ફરી રે, મારે તો બેલડીયાની થઇ હાણુ ॥ કાનુડો૦ ॥ ૩ ॥ ચીત્ત મારૂં ચોર્યું રે છબીલે છંદમાં રે, મારે તો જોબનીયાના દન ॥ હવે તો હું થઈ છું રે ત્રેહેમાં વ્યાકુળ રે, નગર નીરખું રે તે ધન ધન ॥ કાનુડો૦ ॥ ૪ ॥ ધન્ય ધન્ય ગોપી રે ગોકુળ ગામની રે, ધન્ય ધન્ય ઉત્તમ લીલા રાસ ॥ ધન્ય ધન્ય લીલા રે લક્ષ્મીવર તણી રે, ગુણુ ગાય નરસૈયો દાસ ॥ કાનુડો૦ ॥ ૫ ॥

## પદ ૧૮૧ મું. રાગ સામેરી.

ગોરી નેપુર રે રણઝણુ વાજતા રે, વાજેલા કાંઇ માજમ રાત ॥ નાનુંશું નગર રે સુતેલું જગાડીયું રે, તેતો તારા ઝાંઝરનો ઝમકાર ॥ ગોરી૦ ॥ ૧ ॥ સેજલડી ઢંઢાળી રે હું પાછી ફરી રે, પેઉ મારો પડે પાડોશણ્ સાથ ॥ એકને એને રે વાલો મારો ભોગવે રે, અમને અમારાની નહીં આશ ॥ ગોરી૦ ॥ ૨ ॥ કુવો રે હોય તો ઢાંકી મુકીએ રે, સાહર ઢાંકયો કેમ જાય ॥ મનનો માન્યો હોય તો કહાડી મુકીએ રે, પરણ્યો કહાડી મુકયો કેમ જાય ॥ ગોરી૦ ॥ ૩ ॥ મારે આંગણીએ રે આંબો મોરીઓ રે, ગરવા લાગી છે કાંઇ સાખ ॥ ઉઠીને આરોગો રે પ્રભુજી પાતળા રે, હું રે વેડું ને તું ચાખ ॥ ગોરી૦ ॥૪॥ મારે આંગણીએ રે દ્રાખ બીજોરડી રે, જે તું ઇચ્છે નાગરવેલ ॥ નરસૈયાના સ્વામી રે મંદીર પધારીયા રે, હૈડું થયું છે કુમળ મેલ ॥ ગોરી૦ ॥ ૫ ॥

## પદ ૧૮૨ મું. રાગ સામેરી.

રણછોડ રંગીલો રે રખે મને વીસરે રે, હેત વધારૂં રે હલધર વીર ॥ ઉજ્વળ જામો રે જેણે પેરણો રે, સુંદર દીસે શ્યામ શરીર ॥રણછોડ૦ ॥ ૧ ॥ કસણીનો પાઘ રે કસબના છોગલા રે, કેશર આડ અનોપમ શીર ॥ ચંદણનો વાગો રે સરાડીની સુંથણી રે, સઘળા શોભીતા શણગાર ॥ રણછોડ૦ ॥ ૨ ॥ નયણાં ભરીને રે તમને નીરખીએ રે, પુ-

રણુ પ્રેમ કરો મહારાજ ॥ રૂગનાથના સ્વામી રે સખી મારો શામળો રે, અમને એના દરશનની આશ ॥ રણછોડ૦ ॥ ૩ ॥

પદ ૧૮૩ મું. રાગ સામેરી.

ક્યાં સુધી રે વારી ક્યાં સુધી રે, મૈયરીયામાં રહીએ રે ॥ મારા શ્રીજના વાલા ॥ ૧ ॥ સાસુ તે મારી બાળી ને ભોળી વાલા, નણદી તે વખડા કેરૂં ઝાડ રે ॥ મારા૦ ॥ ૨ ॥ દીયર અમારો નીત્ય સારે વાલા, દેરાણી જેઠાણી મેણાં મારે રે ॥ મારા૦ ॥ ૩ ॥ પરણ્યો તે મારો પાલવ ઝાલે વાલા, હરી એ વીના નવ ચાલે રે ॥ મારા૦ ॥ ૪ ॥ હું થઇ ધુળ-ધાણી કુબજા છે કામણગારી વાલા, એને કરી છે પટરાણી રે ॥ મારા૦ ॥ ૫ ॥ બાપુના સ્વામી પ્રભુ મોહન મળીયા વાલા, ગોપીઓની પુરજો આશ રે ॥ મારા૦ ॥ ૬ ॥

પદ ૧૮૪ મું. રાગ સામેરી.

મારે ઘેર આવો તો મને ના બોલાવશો રે, વાલા મારી સાસુડી છે સારડી ॥ જેઠાણીની આંખ્યો રે બહુ ઝેરે ભરી રે, નણદી વાત કરે મરડી ॥ મારે૦ ॥ ૧ ॥ વાંસલડી વગાડી રે રસીએ રસ ભરી રે, તેને હું તો સાનમાં સમજી લેઈશ ॥ કાળ તજી રે આવીશું કાનજી રે, તને મારૂં અંગ સપરી દેઈશ ॥ મારે૦ ॥ ૨ ॥ જેમ તેમ તેડી રે ત્યાં અમે આવશું રે, વાલા મારા તમારો આધાર ॥ રૂગનાથ સંગે રે સુખની ઘડી રે, વાલા મારા તમારા સુખની મણ ॥ મારે૦ ॥ ૩ ॥

પદ ૧૮૫ મું. રાગ સામેરી.

માડી મને વાલો રે વીઠલો વરણાગીઓ રે, જાણું હું તો મારા હૈડા કેરો હાર ॥ જુગનો જીવણ રે મારો પ્રાણ છે રે, વાલો મારો વીસરે નહીં લગાર ॥ માડી૦ ॥ ૧ ॥ હઈડે અમારે રે આવીને ઉગીઓ રે, આ વર ચાંપલીયાનો છોડ ॥ મસમસતા રે મોહન મોગરા રે, વાલાજીની જુગમાં ના મળે જોડ ॥ માડી૦ ॥ ૨ ॥ અમરત ભરેલી રે વાલાજીની આંખડી રે, શોભે છે એનું રૂપ રસાળ ॥ રૂગનાથ કહે છે રે રસીયો રસ ભર્યો રે, વાલો મારા હઈડા કેરો હાર ॥ માડી૦ ॥ ૩ ॥

પદ ૧૮૬ મું. રાગ સામેરી.

નંદને કાનુડે રે સખી મને ભોળવી રે, સખી મેં તો આ સુખ

કહ્યું નવ જાય ॥ આલીંગન લીધું રે સખી મારા મુખનું રે, વાલે મારે ચાંપી રૂદીયા માંય ॥ નંદને॰ ॥ ૧ ॥ હાર હૈયાનો રે આપ્યો કહાડીને રે, બોલ્યા હરી મીઠી મીઠી વાત ॥ મુખડું જોતાં રે મારૂં મન હસ્યું રે, વાલા મને ગમે નહીં ઘરનો સાથ ॥ નંદને॰ ॥ ૨ ॥ પ્રેમ રસ પાયો રે પીધો એટલે રે, વાલે મારે પુર્યા મનના કોડ ॥ રૂગનાથ કહે છે રે નંદના નંદને રે, આલી મને ઝાંઝરીયાંની જોડ ॥ નંદને॰ ॥ ૩ ॥

પદ ૧૮૭ મું. રાગ સામેરી.

સરખી ને સમાણી રે રમે રૂડા રાસમાં રે, સંગોસંગ સઘળા મહા સુખ થાય ॥ ગીરધરને ગોપી રે લાગ્યા બે લડી રે, અંગોઅંગ લોરેમાં લપટાય ॥ સરખી॰ ॥ ૧ ॥ મીરાંને શણગાર રે સરવે શોભતા રે, ધર્યાં ધર્યાં આભરણ અંગ અનુપ ॥ સોલ દરશમાં દીસે રે સહુ સુંદરી રે, નરહરી હર નટવર રૂપ ॥ સરખી॰ ॥ ૨ ॥ તેની વધામણી રે હાસ્ય વીનોદમાં રે, કોને કેઈની ના રહી શુધ ને સાન ॥ એક એક કેડે રે નાથ રંગ રમે રે, તેમ તેમ તારૂણી કરતી તાન ॥ સરખી॰ ॥ ૩ ॥ અબળાની આશા રે પુરણ પુરવી રે, કરી કરી રૂજની ખટ માસ ॥ સુંદરીનું સુખ રે સંપુરણ જોઇને રે, ઘણું ઘણું રીઝયા રણછોડ ॥ સરખી॰ ॥ ૪ ॥

પદ ૧૮૮ મું. રાગ સામેરી.

જશોદાનો જાયે રે સખી મારા મન હર્યા રે, વાંસલડી વગાડે વંદ્રાવન ॥ શ્રવણે સુણી રે વ્યાકુળ હું તો થઈ રે, લાગ્યું મારૂં મોહનજીશું મન ॥ જશોદા॰ ॥ ૧ ॥ વર તજીને રે હું તો નીસરી રે, આવી શ્રી જુમનાં કેરે તીર ॥ પાણીડાં ભરતાં રે પાસે વાલો આવીયો રે, હસી હસી બોલ્યા હલધર વીર ॥ જશોદા॰ ॥ ૨ ॥ હઠરના ઘેર રે તમે નાર છો રે, કહોને ગોપી કયું તમારૂં ગામ ॥ સ્વામી રૂગનાથનો રે એમ મુખે બોલીયો રે, સુંદીર શું છે તમારૂં નામ ॥ જશોદા॰ ॥ ૩ ॥

પદ ૧૮૯ મું. રાગ સામેરી.

મનખા દેહનું ટાણું રે કાલે મટી જશે રે, ચોરાશીમાં ચરવી પડશે ચાર ॥ અવસર આવો રે ફરી ફરી નહીં મળે રે, હરી ગુણ ગાજો નરને નાર ॥ મનખા॰ ॥ ૧ ॥ ગઉ સુત થઈને રે ખીલા ઘણા ચાંપશે રે, પંથી ફેરા નહીં આવે પાર ॥ આંખ્યો બાંધીને રે ઘાણીમાં ઘાલશે રે,

ઉપર બેઠો મુરખ દેશે માર ॥ મનખા૦ ॥ ૨ ॥ ઉંટ થઇને બોજો ઉપડાવશે રે, ચરવી પડશે કાંકલ કે કંથેર રે ॥ હાથીને હોક હોકારે ગડુ મેલવશે રે, સેવવો પડશે લોઢા કેરો માર ॥ મનખા૦ ॥ ૩ ॥ ગરધન થઇને રે ગલીઆમાં પેસશે રે, ઉપાડશો વણ તોલ્યો ભાર ॥ ઉકરડે ચડીને રે ભું ભું ભુંકશો રે, સાંજ પડે ધણી નહીં લે સંભાળ ॥ મનખા૦॥૪॥ જેરે કહીએ તેરે ઘણું કરી માનજો રે, હરી ગુણ ગાજો નરને નાર ॥ ગુરૂને પરતાપે રે થોભણ પરવરે રે, નહીં આવે મનુષ્યા ફરી અવતાર॥ મનખા દેહનું૦ ॥ ૫ ॥

### પદ ૧૯૦ મું. રાગ ધન્યાશ્રી.

ઉભા રહો વીનતી સાંભળજો, કાલ વહેલા મળજો ॥ વાલા ઉભા૦ ॥ વેણ તમારૂં મીઠું લાગે છે, વચન બોલ્યા તે પળજો ॥ વાલા૦॥ ૧ ॥ વરણાગી સઘળી મેં જાણી જો, જોયા તમારા ઢંગ ॥ વાલા૦ ॥ સાન વીના જે માણસ કહીએ, તેને ના અડાડીએ અંગ ॥ વાલા૦ ॥ ૨॥ અબળાનું અવળું બોલવું, નંદ કુંવરશું માણોજી ॥ વાલા૦ ॥ ચતુર થઈ હઈડે ના ચુકે, ઘા શો મારો છાનોજી ॥ વાલા૦ ॥ ૩ ॥ પોતાનું બોલવું તે સાચું, તે અમને ઘા વાગેજી ॥ વાલા૦ ॥ વલવના સ્વામીની સંગે, ગોપીકા પાવલે લાગેજી ॥ વાલા૦ ॥ ૪ ॥

### પદ ૧૯૧ મું. રાગ ધન્યાશ્રી.

આવ્યાં રે આશ ભર્યાં વાલાજી અમે આવ્યાં રે આશ ભર્યાં ॥ ટેક ॥ વેંધેલું મન મારૂં નવ ફરે પાછું, તારી મોરલીએ વ્યાકુળ કર્યાં ॥ વાલાજી૦ ॥ ૧ ॥ સુતેલાં રે મેલ્યાં પતીને રે મેલ્યા, તે મેલી છે કુળ મરજાદ ॥ માતપીતા વીસાર્યાં મોહનજી, એક તમારે કાજ ॥ વાલાજી૦ ॥ ૨ ॥ સુંદીર રાતો શરદ પુનમની, ઉતમ આસો માસ ॥ મોટા રે કુળની અમો ભામની, મોટી રાચો તમારે પાસ ॥ વાલાજી૦ ॥ ૩ ॥ એવાં વચન સુણીને હરી હસીયા, ગોપી આવોને રમીએ રાસ ॥ નરસૈયાના સ્વામી સધે સંગ રમતાં, રજની કીધી ખટ માસ ॥ વાલાજી૦ ॥ ૪ ॥

### પદ ૧૯૨ મું. રાગ ધન્યાશ્રી.

મને કાનજી જોયાના કોડ, સઇયર મારી રે ॥ ઉમીયાજીને લાગું પાય, એ વર આપોને ॥ દેહેરે દેહેરે દીવા કરૂં રે, પુજી શંકર દેવ ॥ શા-

મળીયો વર જો મળે રે, હું તો કરૂં તમારી સેવ ॥ સઇ૦ ॥ ૧ ॥ સાસુ તે મારી જસોમતી રે, સસરો શ્રી નંદરાય ॥ કંથ કોડીલો મારો કાનજી રે, મારૂં સાસરૂં ગોકુળ થાય ॥ સઇ૦ ॥ ૨ ॥ ચંદન ભરી તલાવડી રે, મોતીડે બાંધી પાળ ॥ કાનજી ધુવે ઝીણાં ધોતીયાં રે, રાણી રાધા પાણીડાંની હાર ॥ સઇ૦ ॥ ૩ ॥ ડુંગર ઉપર દેરડી રે, સોનું ઘડે સોનાર ॥ કાનજી ઘડાવે વેલીયાં રે, રાણી રાધા ઘડાવે ઝાલ ॥ સઇ૦ ॥ ૪ ॥ જેરે ગાય જે સાંભળે રે, રાધા મોહનનો રાસ ॥ તે નર વૈકુંઠ પામશે રે, એમ ભણે નરસૈયો દાસ ॥ સઇ૦ ॥ ૫ ॥

પદ ૧૯૩ મું. રાગ ધન્યાશ્રી.

મારો પેઉંડો તે પરઘેર જાય, સખી શું કરીએ રે ॥ નવ એકલડી રહેવાય વિજોગે મરીએ રે ॥ રૂપ જોવંતાં રસીયો રે વાલો, પુરણ નેંડે પ્રીત ॥ અણતેડયો આંગણીએ રે આવ્યો, એવી એની રીત ॥ સખી૦ ॥૧ ॥ બોલાવ્યો બોલે નહીં રે, કોને કહું એ વેણ ॥ સેરીએ સામો મળે રે, વાલો નીચા ઢાળે નેણ ॥ સખી૦ ॥ ૨ ॥ છળભેદ છાનો રમે રે, અમને વાયદો વાય ॥ રાજના સ્વામી પ્રભુ અંતરજામી, અરથ પડે ઓળખાય ॥ સખી૦ ॥ ૩ ॥

પદ ૧૯૪ મું. રાગ ધન્યાશ્રી.

જાઓ જાઓ રે જુઠા બોલા કાન, ઘટે નહી તમને રે ॥ કોણ બોલે તમારી સાથ, પરઘેર માણે રે ॥ વાટ જોવંતાં રજની વીતી, આવ્યા ઉગમતે સુર ॥ કામણગારા કાનજી રે, વાલે અમને વીસાર્યાં દુર ॥ જાઓ૦ ॥ ૨ ॥ પરનારીશું પ્રીતડી રે, કીધી ઠામોઠામ ॥ અમે ઘેર આવી વાલા શું કરો રે, જેના ઘેર ઘેર હોય વીસરામ ॥ જાઓ૦ ॥ ૩ ॥ કોને તમે મંદીર કાનજી રે, આજ કીધી લીલા લેહેર ॥ રાજના સ્વામી પ્રભુ અંતરજામી, મેં જાણી તમારી પેર ॥ જાઓ૦ ॥ ૪ ॥

પદ ૧૯૫ મું. રાગ ધન્યાશ્રી.

બાઈ કામણગારો કાન, માળા મારી ચોરી રે ॥ જ્યારે પુછે સાસુ પેર, સહીયર મોરી રે ॥ માળા૦ ॥૧॥ નટવર નાહાતાં ઉપર આવે, લાડ કર્યાની ટેવ રે ॥ ટોલડીએથી માળા લીધી, ચરીત્ર ના જાણે દેવ ॥ માળા૦ ॥ ૨ ॥ જો ઉઠીને છેડો ઝાલું, વીપરીત ભાસે આજ રે ॥ માણ-

સને શું મોહોડે કહીએ, નીરલજને નહીં લાજ ॥ માળા૦ ॥ ૩ ॥ ગોળ પોતાનો ચોરી ખાઇએ, રહીએ સનઘટ વાળી રે ॥ વરના મુખ સામું જોવું, વરણાગીઓ વનમાળી રે ॥ માળા૦ ॥ ૪ ॥ સાસુ મારી છે સુલક્ષણી, નણદી નાર ઠગારી રે ॥ ફુલ વાલો ચોસેર ગુંથે, કેડ ના મુકે માહારી રે ॥ માળા૦ ॥ ૫ ॥ પરણ્યો મહારી પેર ના જાણે, નહી રહ્યાનો ઠામ રે ॥ રામકૃશ્ન પ્રભુ રંગનો રસીયો, સરમાં રાખશો મારા શામ ॥ માળા મારી ચોરી રે ॥ ૬ ॥

પદ ૧૯૬ મું. રાગ ધન્યાશ્રી.

મારી બાઇજીના મન માને, સમ હુ ખાઇશું રે ॥ મારી નણદીને નહી ગમે, તો મહીયર જઇશું રે ॥ બાઇજી બુદ્ધ વીના હું નહાવા બેઠી, માળા ટોલડીએ ભરાવી રે ॥ ઘેલી થઇ ઘર શોધવા લાગી, વલતી શુદ્ધ ના આવી રે ॥ સમ૦ ॥ ૧ ॥ એક સમરી ગગનમાંથી આવી, લેઇ ગગનમાં લાધી રે ॥ વંદ્રાવનમાં ધેન ચરાવતાં, ગોવિંદજીના હાથ લાધી રે ॥ સમ૦ ॥ ૨ ॥ અમે વહુવારૂ નાનાં કહેવાઇએ, બોલતાં વળી બ્હીજે રે ॥ મોહનનું મુખ મીઠું કરાવી, માળા માગી લીજે રે ॥ સમ૦ ॥ ૩ ॥ પેરે પેરે પુછી લીજે, બોલ ના પડે બહાર રે ॥ રામકૃશ્ન પ્રભુ રંગનો રસીયો, સઉની લે સંભાળ રે ॥ સમ૦ ॥ ૪ ॥

પદ ૧૯૭ મું. રાગ ધન્યાશ્રી.

મારી નણદી બોલી વાત, સમ શા ખાશો રે ॥ જ્યારે આવશે મહારો ભ્રાત, સાચું થાશે રે ॥ ટેક ॥ તે દહાડાનું કારણ ફુલતું, કયાં આવી વીસારી રે ॥ તમે કહાનને કયાંહી ન દીઠા, સાક્ષી છે સહીયર મોરી રે ॥ સમ૦ ॥ ૧ ॥ કહે ભેદમાં સજ્યા ભીઇના, શામળીયો છે વહાલો રે ॥ મોહનને કહે સારા દીસો, માળા મારી ઘાલો રે ॥ સમ૦ ॥ ૨ ॥ મોહનનું મુખ જોયા વીના, વહુને અન્ન ના ભાવે રે ॥ શામળીયો સાબેલો થઇને, વહુની માટે આવે રે ॥ સમ૦ ॥ ૩ ॥ કહે નણદી વહુને ઘણો, શામળીયો સુજાણ રે ॥ રામકૃશ્ન પ્રભુ રંગનો રસીયો, ગોકુળમાં વીસાર્યાં માત ॥ સમ શા ખાશો રે ॥ ૪ ॥

પદ ૧૯૮ મું. રાગ ધન્યાશ્રી.

જ્યારે પુછે સાસુ પેરે, માળા તારી કયાં ગઇ રે ॥ વહુ કાલની

તારી, કોટે મેં દીઠી નહી રે ॥ માળા૦ ॥ લાડકડી વહુ તારી માળા, કાનજીની કોટે દીઠી રે ॥ આવડી ડાહી કોને કરી રે, વાત કરે છે મીઠી રે ॥ માળા૦ ॥ ૧ ॥ શીરને સાટે માળા આરોપી, શો કર્યો ઉધારો રે ॥ શાને માટે તાહારા મંદિર આવ્યો, કાનુડો કામણગારો રે ॥ માળા૦ ॥ ૨ ॥ ચંચલ વહુ ચરચા વેશે, નરનો સંગ ના છાજે રે ॥ હરણ થયાનું દુઃખ નથી પણ, હરી પેંધ્યો મહા માઠે રે ॥ માલા૦ ॥ ૩ ॥ અમારે હરી સાથે પ્રીત બંધાણી, હરી અમારો શામ રે ॥ રામકૃશ્ન પ્રભુ એ રસ પીતાં, કદીએ ના લાગે ખાટો રે ॥ માળા૦ ॥ ૪ ॥

પદ ૧૯૯ મું. રાગ ધન્યાશ્રી.

કોઈ ના જાણે પીડા સજની, વઈદ જુવે છે નાડી રે ॥ વઈદનું દુઃખ વાપ્યું છે પુરણ, કોણ શકે એને કાઢી રે ॥ કોઇ૦ ॥ ૧ ॥ કડવાં ઓસડીયાં શીદ ઘસો છો, જબી નીજોઉ આડી રે ॥ કોઈ મહારા ચરણ પડશે મુજને, દો મોહન દેખાડી રે ॥ કોઇ૦ ॥ ૨ ॥ નાહા બાહની ચોટ નાંખી, રૂદીયામાંહી વગાડી રે ॥ તેનાં દરદે થઇ દીવાની, લાલશું લગાડ ન લગાડી રે ॥ કોઇ૦ ॥ ૩ ॥ જુમનાંની તીરે કદમની છાયા, રસીક મુરતી ઢાડી રે ॥ કહે દ્વારકો તેને મળશે, દેજે હેતે બતાવી રે ॥ કોઈ૦ ॥૪॥

પદ ૨૦૦ મું. રાગ ધન્યાશ્રી.

વાંકા વાંકા શું હીંડો છો, આવડું શું રે ગુમાનજી ॥ પરનારીશું પ્રીત કરીને, નથી વળી કાંઇ સાન ॥ જોઇને ચાલોજી ॥ ૧ ॥ તું તારા મનમાં વીભળ છે, હું છું નાનું બાળજી ॥ કેમ કરીને મોટો જાણું, કુડી ચડાવે આળ ॥ જોઇને૦ ॥ ૨ ॥ નાનો છું પણ ગુણ મોટાના, નારી વીના કોણ જાણેજી, વેણ વજાડી વીભળ કીધાં, માર્યાં મોહનાં બાણ ॥ જોઇને૦ ॥ ૩ ॥ નારી તો પુરૂષથી, અળગી વળગી ચાલેજી ॥ વલવના સ્વામી શામળીયા, હશી બોલીશું કાલ ॥ જોઇને૦ ॥ ૪ ॥

પદ ૨૦૧ મું. રાગ ધન્યાશ્રી.

ચાલો સખી નંદજીકે દ્વારે, હરી ડફ બાજન લાગી ॥ બાજત વાંસળી ચંગ ઉપાંગ, મૈઅર ફુની કડતાલરી ॥ ટેક ॥ ૧ ॥ ચુવાચંદન ઓર અરગજા, કેશર ભરી પીચકારી ॥ કૃશ્ન જીવણ લછીરામકે પ્રભુ પ્યારે, છીરક તહે સબ નારી ॥ ૨ ॥

પદ ૨૦૨ મું. રાગ ધન્યાશ્રી.

ખેલે અરસપરસ દો ફાગ, નાગર નાગરી ॥ દશરથ સુત ઓર જનકનંદની, પુરણ પરમ સોભાગ ॥ નાગર૦ ॥ ૧ ॥ ચુવાચંદન ઓર અરગજા, ભરભર કંચન ગાગરી ॥ ખેલત ફાગ સોહાગ લાડલી, બાઢો અતી અનુરાગ ॥ નાગર૦ ॥ ૨ ॥ પકડ લાલાજીકે ગાલ લગાઓ, ધોયો મટે નહીં ડાઘરી ॥ હો હોરી બોલે ને ઘુંઘટ ખોલે, તોડો લાજકો તાગ ॥ નાગર૦ ॥ ૩ ॥ મધુરે સુરતે વાજાં બજાવે, ગાવત ધનાશ્રી રાગરી ॥ મોંસે ફગુવા માંગ લીનોરી, લઘુ મોહનકો નાગ ॥ નાગર૦ ॥ ૪ ॥

પદ ૨૦૩ મું. રાગ ધન્યાશ્રી.

ખેલે નગર અજોદ્ધા ફાગ, રઘુવર જાનકી ॥ કસ્તુરીકો તીલક બનાયો, મુખમાં બીડી પાનકી ॥ રઘુ૦ ॥ ૧ ॥ ઇતસેં આઇ જનકનંદની, સજકે સોળ શણગાર ॥ ઉતસેં આયો લાડીલો, પીયા દશરથ રાજ કુમાર ॥ રઘુ૦ ॥ ૨ ॥ ભરત શત્રુઘ્ન હોલી ખેલે, ડફ બાજે હનુમાનકી ॥ તુલસીદાસ તો કહે કરજોડી, મેં બલીહારી સીતારામકી ॥ રઘુ૦ ॥ ૩ ॥

પદ ૨૦૪ મું. રાગ ધન્યાશ્રી.

ચલો સખી દેખન જા, હીંડોળે સોહાવનો ॥ રૂતુ વસંત ફુલીપતપતની, ગ્રહ ગ્રહ આનંદ વધાવનો ॥ ટેક ॥ નવ વંદ્રાવન નવ બનસીવટ નવલ સઘન વન ફુલે ॥ ધીર સમીર કુંજનવ જમુનાં, દેખી મહામુની ભુલે ॥ ૧ ॥ તામધી ડોળ રચ્યો વિશ્વકરમા, અદભુત ચરીત્ર બનાયે ॥ બરનોં કહ્યા એક મુખ રસના, શેષહુ પાર ન પાયે ॥ ૨ ॥ કંચન ખંભ જડીત પીરોજા, પનાલાલ નગ મોતી ॥ હીરા નગ ચુની ચતુરાઈ, શશી ઉડગણ સગ જોતી ॥ ૩ ॥ રેશમ દોરી લુમ કુતુહળ, લલીત લાલ લટકાવહી ॥ ઝુલત શ્રીરાધે આનંધન, ઉત્તમ નાર ઝુલાવહી ॥ ૪ ॥ ચુવાચંદન ઓર અરગજા, અબીર ગુલાલ ઉડાવહી ॥ ઝુલત વ્રજ વીનતા બહુહુનાયક, અમર પુષ્પ બરખાવહી ॥ ૫ ॥ શામ અંગ આભુષણ પહીરે, ગુંજા વળી વનમાળ ॥વાઘો શ્વેત કેસરીઓ પાઘે, રાજીત મદન ગોપાળ ॥ ૬ ॥ લહેંગો લાલ કુસુમી અંગીયો, પહેરે વસંતી સાડી ॥ વદન ચંદ્રમુક્તા આભુષણ, શ્રી વ્રખુભાન દુલારી ॥ ૭ ॥ તાલ મ્રદંગ ઝાંઝ ડફ

આજે, રંગ રહ્યો અતિ ભારી ॥ ચીરંજીવો જશોદાજીકો નંદન, લધુકે શો બલીહાર ॥ ૮ ॥

### પદ ૨૦૫ મું. રાગ ધન્યાશ્રી.

ખેલત ફાગુ સંગ મીલી દોઉ, આનંદ ભરી પ્રીયા પ્યારી હો ॥ નવલકીશોર રસીક નંદ નંદન, ભ્રખુભાન દુલારી હો ॥ ૧ ॥ નવ રૂતુ રાજલતી દ્રુમ ફુલે, વરણુ વરણુ છબી તારી હો ॥ ગુંજત મધુ પીકરપીક કુંજત, શ્રવણુ સુણુત સુખકારી હો ॥ ૨ ॥ તેસેહી સુભગ ગૌર સાંવલ-તન, બની હે જોડી એક સારી હો ॥ કમળ નેણુપર બુકા મેલતી, હસી શકુચીત સુકુમારી હો ॥ ૩ ॥ ભરી અરગજા કનક પીચકારી, ધાઇસબૈ વ્રજનારી હો ॥ ભરતી ભાવતે મદન ગોપાળે, વાધ્યો રંગ અતીભારીહો ॥ ૪ ॥ બહુરોં મીલી દશ પાંચ સખી, ગોવીંદ ભરે એકવારી હો ॥ ચુવા ચંદન અગર કુમકુમ, દીયો શીશને ઢાળી હો ॥ ૫ ॥ પ્રેમ મગન મોહન મુખ ચીંતવતી, સબ તન દીશા વિસારી હો ॥ ચત્રુભુજ પ્રભુ સુરનર મુની મોહે, ગુણનિધી રાધા ગોરી હો ॥ ૬ ॥

### પદ ૨૦૬ મું. રાગ રાગણી.

મહાવનમાં મોરલી વાગે છે, ગોકુળમાં સંભળાય ॥ સુણુ સાહે-લી ॥ સુંદીર રસીયે રૂપ ધર્યું, કોઇને નવ કહેવાય ॥ સુણુ૦ ॥ ૧ ॥ કામ નથી કાંઈ સુઝતું, રઢ લાગી છે ત્યાંય ॥ સુણુ૦ । મીઠી મધુરી મોરલી, વાગે મહાવન માંય ॥ સુણુ૦ ॥ ૨ ॥ તે જોવા મન થાય છે, રમાડી કહું એક વાત ॥ સુણુ૦ ॥ નટવર વેગે ઉભા છે, શ્રી ગોકુળમાં રાય ॥ સુણુ૦ ॥ ૩ ॥ મુસ્તક મુગટ સોહામણો, કુંડલ લટકે કાન ॥ સુણુ૦ ॥ શી કહું શોભા હરી તણી, સુંદીર ભીને વાણુ ॥ સુણુ૦ ॥ ૪ ॥ સુંદીર મોતી ના-કનું, તે કહ્યું નવ જાય ॥ સુણુ૦ ॥ વાલાજીને વખાણતાં, હઇડે હરખ ના માય ॥ સુણુ૦ ॥ ૫ ॥ જો મોર સુંદીર શોભીતો, જરકશીના ખેસ ॥ સુણુ૦ ॥ પાયે વાગે ઘુઘરો, ભાર ન સેવાય શેશ॥સુણુ૦॥ ૬ ॥જીવણજીને જોવાને, તલસે મારૂં મન ॥ સુણુ૦ ॥ સેવક જન રૂગનાથના, સ્વામી વં-દ્રાવન ॥ સુણુ૦ ॥ ૭ ॥

### પદ ૨૦૭ મું. રાગ રાગણી.

વંદ્રાવનની વેલ જોવા જઇએ રે, ચાહો લાગે રે ॥ એ વીનતી

જઈ વાલા આગળ કહીએ રે, ચ્યાહો લાગો ॥વરખવેલને સુંદીર જુમના આરો રે ॥ ચોહો० ॥ ૧ ॥ એકવાર શ્રીકુંવર મનમાં ધરો રે ॥ ચોહો०॥ એક એક ગોપીને એક સોહીએ કાન રે ॥ ચોહો० ॥ વ્રંદાવનમાં ગોપીઓ માગે માન રે ॥ ચોહો० ॥ ચાલતા તો ચંદ્ર રહો છે થીર રે ॥ ચોહો० ॥ ૨ ॥ એવો આણંદ દીસે પુરણાનંદ રે ॥ ચોહો० ॥ વેણુ વગાડી વસ કીધા વ્રજ નાર રે ॥ ચોહો० ॥ સામી રાજારામને સંગે લાગી તાલ રે ॥ ચોહો० ॥ ૩ ॥

પદ ૨૦૮ મું. રાગ રાગણી.

સખીયે વરીઓ રે વન માળી રે, કાનુડો કુંજ બીહારી ॥ સખી० ॥ ૧ ॥ એને ઘેર ઘણી છે રાણી, મારે શ્રી રાધા ને રૂખમાણી ॥ સખી० ॥ ૨ ॥ એમાં કોણ ભરશે પાણી, એ કોણ થકો ઠકરાણી ॥ સખી० ॥૩॥ વાલો મારો પુરશે સબ કોડ, એ સુખસાગર શ્રી રણછોડ ॥ સખી० ॥ ૪ ॥ રૂગનાથના સ્વામીને નરખો, એ તો સૌને મંદિરીએ સરખો ॥ સખી મેં વરીઓ રે વનમાળી ॥ ૫ ॥

પદ ૨૦૯ મું. રાગ રાગણી.

માયા શાને લગાડી, ધુતારે મને માયા શાને લગાડી ॥ મને મોહ પમાડી, અઘોર વનમાં ભુલી રે પાડી ॥ ધુતારે० ॥૧ ॥ આણી તેંડે ગંગા પેલી તેંડે જુમના, પાણીની છાલક મારી ॥ ધુતારે० ॥ ૨ ॥ કાલદરીને કાંઠલડે રમતાં, વાયો છે વેણ રસાલ ॥ ધુતારે० ॥ ૩ ॥ વંદ્રાવનની વાટે જાતાં, ઓઢવાને કાંબળ કાળી ॥ ધુતારે० ॥ ૪ ॥ ભલે મળ્યો મેહેતા નરસૈનો સ્વામી, ગોપીઓ આણંદ પામી ॥ ધુતારે० ॥ ૫ ॥

પદ ૨૧૦ મું. રાગ રાગણી.

શી કહું શોભા રે ડાકોરની, મારા અલબેલાજી ઠાકોરની ॥ શી કહું० ॥ ત્યાં તો આણંદ ઓચ્છવ થાય ॥ શી કહું० ॥ ૧ ॥ રાયરણછોડજી છોગાળો, મોહનજી ને મોરલી વાળો ॥ શી કહું० ॥ ૨ ॥ ઘણું ગોકુળીયામાં રહું છું, હાંરે તે સારૂં કહું છું ॥ શી કહું० ॥ ૩ ॥ ઘણા વેશ છે સાધુ સંત, શીવ સરખા માનંત ॥ શી કહું० ॥ ૪ ॥ દ્વારકાંથી આવ્યાં, રૂક્ષમણીએ બોલાવ્યાં ॥ શી કહું० ॥ ૫ ॥ દેરૂં ગગનમાં ગાજે, તારે મુસ્તક મુગટ બીરાજે ॥ શી કહું० ॥ ૬ ॥ દ્વારકાંના વાસી, ડાકોર

ફીધું કાશી ॥ શી કહું૦ ॥ ૭ ॥ પ્રીતે પુરોને સેવકના કોડ, રૂઘનાથ પ્રભુ રણછોડ ॥ શી કહું શોભા રે૦ ॥ ૮ ॥

પદ ૨૧૧ મું. રાગ રાગણી.

મારે ઘેર આવો રે અલબેલા, રણછોડજી રંગ ભીના ॥ મારે૦ ॥ હાં રે તમે દ્વારકાથી આવ્યા, હાં રે રાણી દ્રોપદીએ બોલાવ્યા ॥ મારે૦ ॥ ૧ ॥ તમે ચજે તે નંદના વસીઆ, તમે ડાકોર આવી વસીઆ ॥ મારે૦ ॥ હાં રે પ્રીતમના સ્વામી રંગી, હાં રે મારે જનમો જનમના સંગી ॥ મારે૦ ॥ ૨ ॥ હાં રે તારા ચરણુ કમળની દાસી, હાં રે મારૂં મન ગયું છે નાસી ॥ મારે૦ ॥ તારે કુંડળ લટકે કાને, શું સમજાવે છે સાને ॥ મારે૦ ॥ ૩ ॥ મોર મુગટ છે તારે માથે, તેં તો મોરલી ઝાલી છે હાથે ॥ મારે૦ ॥ તને નીરખતા શું થાય, દાસ સામલીઓ જસ ગાય ॥મારે૦॥૪॥

પદ ૨૧૨ મું. રાગ રાગણી.

મારી સેરીએ આવો રે સામળીઆ, વાટડીએ વેરૂ ફુલ પ્રીતમ પાતળીઆ ॥ મેં જુગમાં જુવે રે સામળીઆ ॥ કોઇ નહીં તમારી તોલ પ્રીતમ પાતળીઆ ॥ ૧ ॥ મારૂં મનડું મોહ્યું રે ॥ સામ૦ ॥ જોઇ તમારૂં સ્વરૂપ ॥ પ્રીતમ૦ ॥ ધન ધન દેવકીના નંદા॥ સામ૦ ॥જાણે જોયું અકલ સ્વરૂપ ॥ પ્રીતમ૦ ॥ ૨ ॥ તારૂં મુખડું સારૂં રે ॥ સામ૦ ॥ જાણે સરદ પુનમને ચંદ ॥ પ્રીતમ૦ ॥ મારી સાસુ સુની રે ॥ સામ૦ ॥ પ્રીતે આવો પુરણાનંદ ॥ પ્રીતમ૦ ॥ ૩ ॥ સુખના સાગર રે ॥ સામ૦ ॥ નાગર નવલ કીસોર ॥ પ્રીતમ૦ ॥ રૂઘનાથના સ્વામી રે શામળીઆ ॥ મારા ચિતડાના છો ચોર ॥ પ્રીતમ૦ ॥ ૪ ॥

પદ ૨૧૩ મું. રાગ રાગણી.

મારે આંગણીએ આવો રે અલબેલા, ગીરધારી નંદાજીના લાલ ॥ રસીઆ રંગ ભીના, મોહનજી મીઠા રે ॥ અલબેલા૦ ॥ ૧ ॥ વાલા વાંકી તમારી ચાલ ॥ રસી૦ ॥ મારે આ કળજુગમાં અલબેલા ॥ વાલા તમ સાથે વહાલ ॥ રસી૦ ॥ તમે દીનદયાળુ રે ॥ અલબેલા૦ ॥ ૨ ॥ મે ગોપીના પ્રતીપાલ ॥ રસી૦ ॥ હું અબળા નારી રે ॥ અલ૦ ॥ મારે તમારો આધાર ॥ રસી૦ ॥ આવો ઉપર બેઉ રે ॥ અલ૦ ॥ ૩ ॥ મારા

હૈડાનો છો હાર ॥ રસી૦ ॥ તમે આણંદ કરી રે ॥ અલ૦ ॥ સુખડાના સાગર રે ॥ રસી૦ ॥ રૂગનાથના સ્વામી રે ॥ અલ૦ ॥ તમે ચીતડાના વાસી રે રસીઆ રંગ ભીના ॥ ૪ ॥

પદ ૨૧૪ મું. રાગ રાગણી.

હોડીવાળા હોડી હલકારને, મારે જાવું છે પેલી પાર ॥ આણી રે તેડે હું રે ઉભી છું, પેલી તેડે મારો શામ રે ॥ હોડીવાળા૦ ॥ ૧ ॥ કલ્લાં કાંબી અણવટ વીંછુવા, હાર હૈયાનો આપું રે ॥ હોડી૦ ॥ ૨ ॥ તારી હોડીએ હીરા રત્ન જડાવું, ફરતી મેલાવું ઘુઘરમાળ રે ॥ હોડી૦ ॥૩॥ મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલીહાર રે ॥હોડી૦॥૪॥

પદ ૨૧૫ મું. રાગ રાગણી.

આવો રે સામળીઆ રે વાલા, મનડુ તે મારૂં મોહ્યું રે ॥ સેરો વરાવીને સોચ કરાવું, ફુલડીઆ વેરાવું રે ॥ આવો૦ ॥ ૧ ॥ રૂડી તે વેણ સમારૂં રે, સેથે સીંદુર પુરૂં રે ॥ આવો૦ ॥ ૨ ॥ કુંમકુંમ આડ કરૂં લલાટે, કેસરી તીલક બનાવું રે ॥ આવો૦ ॥ ૩ ॥ રૂડી તે રીતે સેજ સમારૂં, વાવલીઆ ઢોળાવું રે ॥ આવો૦ ॥ ૪ ॥ દયા સખીનો સ્વામી શામળીયો મારૂં તે તમારૂં રે ॥ આવો રે૦ ॥ ૬ ॥

પદ ૨૧૬ મું રાગ રાગણી.

ગીરધારી ગાજંતો રે આવે, વંદ્રાવનની વાટે રે ॥ ગીરધારી૦ ॥ કોઇનુ રે ફોડે ને કોઇનું ઢોલે, ચાલો ઉભી વાટેરે ॥ ગીરધારી૦ ૨ ॥ વારોરે કોઇ નંદના કુંવર, લુંટે છે શા માટેરે ॥ ગીરધારી૦ ૩ ॥ પ્રેમનો મારગ છે અમુલખ, નથી વેચાતો વાટેરે ॥ ગીરધારી૦ ૪ ॥

પદ ૨૧૭ મું. રાગ રાગણી.

કુણ કરે જંજાલરે જુગમાં જીવના થોડા ॥ કુણ૦ ॥ ચુન ચુન મટીકા મેલ બનાવું, મુરખ કે ઘર મેરારે ॥ જુગમાં૦ ॥ હસ્તી ઘોડા માલ ખજાના, મુરખ કે ધન મેરારે ॥ જુગમાં૦ ॥ મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલહારીરે. ॥ જુગમાં જીવના થોડા ॥

પદ ૨૧૮ મું રાગ રાગણી.

મારે મંદીર આવોરે મોરારી, મન મોહન મીઠા ભાવા ॥ ગરૂવર

ગીરધારી ॥ મનીઆ વર રૂડા બાઈ મોરારી, તમ ઉપર આવે વાલ, ॥ ગરૂવર ગીરધારી ॥ મોરી આસા તમારીરે મોરારી, તમ સાથે પુરણ પ્રીત ॥ ગરૂવર૦ ॥ તમે મનમાં ધરસો મોરારી, રંગ રાખો રસીઆ રાખો ॥ ગરૂવર૦ ॥ મારા મનમાં વસીઆ મોરારી, નથી ગમતું બીજું કામ ॥ ગરૂવર૦ ॥ મને મેર કરોને મોરારી, એક જુવો પ્રાણ આધાર ॥ ગરૂવર૦ ॥ મે મહી મેલ્યું રે મોરારી, તીકમજી તમારે કાજ ॥ ગરૂવર૦ ॥ મારા મનના ગમતારે મોરારી, રૂગનાથના સ્વામી રાજ ॥ ગરૂવર૦ ॥

પદ ૨૧૯ મું રાગ રાગણી.

વ્રજના વાલારે જઉ વારી, નંદાજીના વાલા કાના ॥ વાંકા વનમાળી ॥ મારી સેજે આવોરે જાઉ વારી, મને પ્રેમ કરાવો શામ ॥ વાંકા૦ ॥ વાલા વીલમ ના કરશોરે જાઉ વારી; તમે જોશો નહી જરા વાટ, વાંકા વનમાળી. આજ અવસર આવોરે જુઉ વારી, રૂડી રમવા સરખી રાત ॥ વાંકા૦ ॥ મારૂ તનમન તલસુ જાઉ વારી, સામલીઆ ચતુર સુજાણ ॥ વાંકા૦ ॥ વિઠલજી તમને જાઉ વારી, ત્રેજો બનીઆના જાણ. ॥ વાંકા૦ ॥ વાલા વાણલું પાસરે જાઉ વારી, વલી થઈ જાશે પ્રભાતરે વાંકા વનમાલી, રૂગનાથના સામી જાઉ વારી, મને ગમે તમારો સાથ, વાંકા વનમાળી.

પદ ૨૨૦ મું રાગ રાગણી.

કયાં મોહન મોરલી વગાડે છે, તેનો શબ્દ ગગનમાં જાય છે ॥ ॥ કયાં૦ ૧ ॥ મંદીરમાં મોરલી વગાડે છે, મથુરામાં સંભલાય છે ॥ ॥ કયાં૦ ૨ ॥ ગોપીઓ મલવા જાય છે, સહુ મથુરામાં આવે છે ॥ કયાં૦ ૩ ॥ સખીઓ વસ્તર ભુલી જાય છે, જીવ આકુલ વ્યાકુલ થાય છે ॥ કયાં૦ ૪ ॥ જોતાં જોતાં મોહન પકડાય છે, સહુ સખીઓ ટોલે મલી જાય છે ॥ કયાં૦ ૫ ॥ સહુ સખીઓ મથુરામાં આવે છે, ત્યાં આનંદ ઓછવ થાય છે ॥ કયાં૦ ૬ ॥ કરજોડીને વીનતી કરે છે, શામલદાસ ગુણ ગાય છે, કયાં મોહન મોરલી વગાડે છે.

પદ ૨૨૧ મું. રાગ રાગણી.

શોભા શી કહુ રે કાજીપુરની, ત્યાં દરવાજાનો ખાંચો કહેવાય, ત્યાં

મંદીર રામજીનું એક ॥ શોભા૦ ૧ ॥ તે મધે રામજી બીરાજે, જમણે હાથે લક્ષમણજી કહેવાય ॥ શો૦ ૨ ॥ ડાબા હાથે જાનકીજી બીરાજે, સામા હનુમાન બીરાજે ॥ શો૦ ૩ ॥ એમને શણગાર ધરાવ્યા બહુ સારા, તે કહાનો નહી પાર ॥ શો૦ ૪ ॥ પાસે અપાસરોને ડેરૂ, આગળ માહાદેવને હેમજા માતા ॥ શો૦ ॥ લીમડા તળે કાળકા માતા, કોટ કને પીર કહેવાય ॥ શો૦ ૬ ॥ ત્યાંની મંડલીઓ કહેવાય, એક ઓછવને ભજનની ॥ શોભા૦ ૭ ॥ વસ્તી લેવા પાટીદાર, લક્ષમણદાસ ગુરૂ થાય ॥ શોભા૦ ॥ શામલદાસ ગુણ ગાય, વિનતી કરૂ વારંમવાર ॥શોભા૦૮॥

પદ ૨૨૨ મું રાગ રાગણી.

ગુણ ગાએ ગુણ ગાએ ગોવીંદના ગુણ ગાએરે; સદા કાલે સાધુ જનનો સંગ ચાએ સંગ ચાએ ॥ ગોવીંદ૦ ૧ ॥ ગંગા જુમનાં ગોમતી સંગમ, નીતે સહનેહે નહાએ. ॥ ગોવીંદ૦ ૨ ॥ ગોકુલ મથુરા દ્વારકા ડાકોર જરૂર જરૂર જઇએ ॥ ગોવીંદ૦ ૩ ॥ ઓછવ કીરતન આનંદ મંગલ, પ્રેમ પદારથ પાએ ॥ ગો૦ ૪ ॥ રૂગનાથ કહે ગુણ ગાયતો પશુ પંખી નવ થાએ ॥ ગોવીંદના૦ ૫ ॥

પદ ૨૨૩ મું રાગ રાગણી.

વનમાલી વનમાલી વસોછે માન વનમાલીરે; હાથ લાકડી ધેન ચરાવે, ખાંધે કામળી કાળી, ॥ વસોછે૦ ૧ ॥ વંદરાવનમાં વેન વગાડી, મોહ થઇ સકલ વરજ નારી । વસોછે૦ ૨ ॥ સાંભરિ સૌ ગોપીજન આવા, પ્રીત પુરવની પાલી ॥ વસો છે૦ ૩ ॥ રૂગનાથના સ્વામી સંગ રમતાં, સખીઓ સડકાવાળી ॥ વસો છે૦ ૪ ॥

પદ ૨૨૪ મું રાગ સારંગ.

નંદ મહરકો કુંવર કનૈયા, હોરી ખેલન જાનેહો; રસમેં બીરસ કરેં અરબીલો લધુ દીરઘન પહીચાને હો ॥ ટેક ॥ અંગુરી ગહત ગહત પુની પોંહોચો, ભુજ મુરન લૌં આવેં હો, દેખી બીરાંને શ્રીફળ ઉપર, લાલચ મન લલચાવે હો ॥ ૧ ॥ આંજે ચટું અત્રકે નયનાં, અપને નયન દુરાવે હો; પકરી ચહેં સુધાનીધી હાથન, અધર સુધારસ પાવે હો ॥ ૨ ॥ મકે પત્રીકા રચેં કપોલત, મરકત મુખહી બનાવે હો; દુલહની

સી કરી હમકું પઠાવેં, દુલહ આપ કહાવેં હો ॥ ૩ ॥ તેલ ફુલેલ ઉલેરત સીરપરી; ગ્રંથદુકુલની જોરેહો; અબીલ ગુલાલ ડારી અખીઅનમેં, ઠીક લંગર ઝકઝોરેહો ॥ ૪ ॥ જબ હમ જાય રૂઠી ગ્રહ બેઠે, તબ સખી હમહી મનાવેહો, સકની સનેહ કરૈ જુવતી તસૌં સૈનની અરથ બતાવેહો ॥ ૫ ॥ રાજા મીત્ર સુનો નહી દેખો ભઓ વખાંનો સાચોહો, સુરદાસ પ્રભુ સૌંજની બોલે કોટી ભાંતકોંન નાચોહો ॥ ૬ ॥

પદ ૨૨૫ મું રાગ સારંગ.

સખીરી નંદ નંદન બ્રખુભાંન કુંવરીશું, બડો અધીક સનેહ; દોં દીશ આનંદ ઓંબર ખનહેં, જોં ભાદો કો મેહ ॥ ૧ ॥ અઐં સખી મીલી ગઈ મદરીપેં, મોહન મોગો દેહ; દીનાં ચારી હોરીકો અવસર બહોરૂં આપનો લેહ ॥ ૨ ॥ કીન દુરી રહેં શાંવરે છોઠા, ફગુવા હમારો દેહ; જબ તુમ ગોહન નૈક ન છાંડો, તબ ભજી પકડો ગેહ ॥ ૩ ॥ કહત જસોદા સુંનોહો લાડલી; મોહનપેંકા લેહુ, જોઈ જોઇ ઇછા હોય તમારે મન સોઇ સોઈ ફગુવા લેહુ ॥ ૪ ॥ વીદી બલભઇ નઅન નહી સુઝેં, તન મન વિસરો ગેહુ, સુરદાસ ગીરીધરકેં બદલેં, જો ભાવેસો લેહુ ॥ ૫ ॥

પદ ૨૨૬ મું. રાગ સારંગ.

અવધપુરીકી નારી સબેં મીલી ખેલન આઇ હોરી હો; નખશીખ રૂપ અનુપ કીસોરી, બની હેં મનોહર જોરી હો ॥ ૧ ॥ ફાગુન ભાગ સુહાઓ આઓ, ચૈન ગુમખરા બોલેં હો, કુલ વધુ લાજ કાની નહીમાને, હસત હસત બંધ ખોલે હો ॥ ૨ ॥ એક મુરચંગ મરદંગ બેન ધુની, એક કર તાલ બજાવેહો, એકન કુછેકી છકેલ છબીલી, અતી અદભુત સુરગાવે હો ॥ ૩ ॥ મીઠી ધુની સુંની આએ રઘુવર, જગ મંગલ હીતકારીહો, તનુ નવ ધન પીતાંબર ભુખન, ભુખીત અવધબીહારી હો ॥ ૪ ॥ ઈંદુબદની સુભ કંઠ કપોતી, બેસમાન ગ્રગ નઅની હો, ગજ ગામની ભામની સીતા સંગ, ગાન કરતી પીક બૈની હો ॥ ૫ ॥ લછમન ભરત બોલાએ શત્રુઘન, જનક સુતા સુધી પાઇ હો, સુરની કીરની ઉર માલા માલતી, બની ઠની અબ આઈ હો ॥ ૬ ॥ બુકા સુરંગ ગુલાલ ઉડાત્રે, અબીર ભરેં ભરી ઝોરીહો. અરસપરસ મીલી ભરતી ભરાવતી

ગીનતનકાહુ કોરાહો ॥ ૭ ॥ કનક પીચકારી ભરી ભરીતકી, ડારત છ-લસોં છકેલ છબીલી હો, માનુ હેમ કટતેં ઉતરી, ધારા રંગ રંગીલી હો ॥ ૮ ॥ રઘુવર ધાએ ભરેં વૈદેહી, સહચરી સંગ અપારા હો, દામીની સી ફીરી ગઈ ચહું દિસી, પકરે હેં રાજકુમારા હો ॥ ૯ ॥ કર સુકર જ-બ ગહૌં લડેંલી, કાજર આંખ અંજાઈહો, મુખ માછોનીકેં કરી નાગરી દાવ ભલો બની આઓ હો ॥ ૧૦ ॥ ફગુવા દીઓ ગાય મસબનકું, પટભુખણ પૈહીરાએહો; તનમન પ્રાણ કરતી નવ છાવર, બાંટત બહોત બધાઈ હો ॥ ૧૧ ॥ સરજુ જલ ક્રીડન રઘુનંદન; સંતજનન સુખદાઈ હો, સુંદરદાસ જાય બલીહારી, જનકસુતા રઘુરાઇ હો.

## પદ ૨૨૭ મું રાગ સારંગ.

ખેલત રામ રઘુપુરી રૂચીસોં, બહુ ભાંતીન સુખદાઈ હો, ઇત હે જાંનકી જુવતી મંડળી મધ, ઉન સોભી સંગ ભાઈહો. ॥ ટેક ૧ ॥ ચં-બર છત્ર વર ધજા પતાકા, રચના રૂચીર બનાઇ હો, સકલ ખેલકીસોં જસજીહેં, જાતેં નીધટી ન જાઈ હો ॥ ૨ ॥ બાજેં બજન લગે ચહુ દિ-સીતેં, ગાવત ગારી સુહાઈ હો, માંસુ દુરી છુટે મદ માતે, ભરતપરસપર ધાઇ હો ॥ ૩ ॥ કેશર વારી સુગંદ અરગજા, છુટત છીછ પીચકારી હો પ્રેત પવન મસુ પાવસરીનુ ધન, બરખત એકવાઇ હો ॥ ૪ ॥ સુરતી ક્રીરતી ઉરમીલા માલતી, રઘુપર ઘેરે જોઈ હો, હાહા કીએ તબેં ભલ છુટી હો, કેં સીઆ સીરતાઇહો ॥ ૫॥ ચોવાચંદન છલબલ કરકે પ્રીતમ મુખ લપટાઇહો. રાજી વન અન લેત જબ બદલો, તબ સીઆ દેત દુ-હાઇહો ॥ ૬ ॥ મ્રગમદ મલઅ અબીર સાખ મસુંઠી, અજીરની કીચ મચાઈહો ઉમડી ચલો અરગજાપગરનિ બીથીન નદી બહાઇ હો ॥ ૭॥ ક્રસનાગરસું ભરેચહ બેચા, ધુમધુમ છબી છાઈહો, સોંધે લહરી મહો દધી, માનોં પુરજન પ્રીતી કરાઈહો ॥ ૮ ॥ ભરતી ભરાવતી કુંવર કું-વરી દોઉ, હોંસે કરી ક્રીલકાઇહો, મનુ મધવા ધુની વાપી રહીહેં, ઉઠત મહલમેં જાઇહો ॥૯॥ પખરોં ટાબીરનમેં પંછી, મીસ કરી હાથ ગહાઈ હો, ખોલન લગે ઉડી ચલી ચીરઆં; તબ હસી તાલ બજાઇહો ॥૧૦॥ ખંભ ખંભ પ્રતિબીંબ રામકો, જહાં તહાં દેખન દેખાઈહો, કુસ ધુજ કું-

વરી ભરત ભ્રમસોં, હઠીત ચહમી કરત ખીંચાઇ હો ॥ ૧૧ ॥ પલ ટીપ કરે જાય શત્રુચેન, કાજર પકરે જાથ શત્રુધન, કાજર આંખી અંજાઇ હો, કરત સકલ ભામની મન ભાઓ, બદહું તોલેહુ છોરાઇ હો ॥ ૧૨ ॥ રંગ રંગે ડોલત રાઅ આંગનિ, જનક સુતા રઘુરાઇ હો, રીઝીં સુંમન બરખત સુર સંઘટ, દેવ દુંદુભી બજાઇ હો ॥ ૧૩ ॥ જાલધર નીરખત સુખ જનની, આનંદ ઉર સમાઇ હો, તન મન પ્રાણ કરતી નવ છાવરી, બાંટત બહોત બધાઇ હો ॥ ૧૪ ॥ બીચ કીઓ કૌસલ રાણી; ફગુવા ગોદ ભરાઇ હો, સીતરામ વીનોદ ફાગપરી, અગ્ર ધોલી બલ જાઇ હો ॥ ૧૫ ॥

પદ ૨૨૮ મું રાગ સારંગ.

મોહન ખેલત હોરી, ગવાલ બાલ સંગ જોરી ॥ ટેક ॥ બંસી બટ જમુનાં તટ કુંજન, તીર ઠાડે વનમાલી, ઊત સખીઅન કો મંડલ જોરે, શ્રી બ્રખુભાંન દુલારી, હોડા હોડી ભરત પરસપર દેતહે આનંદગારી, ઊડત ગુલાલ અબીર કુંમકુંમા, કર કંચન પીચકારી ॥ ૧ ॥ બાજત બેંન બાંસુરી કીનર મદુવર અરૂ મુરચંગા, આવજ અમ્રત કુંડ લલીએ તાતેં સરસ ઉપંગા, તાલ મ્રદંગ ઝાંઝ ડફ બાજત સુરકે ઊડત તરંગા, ગાવત હસત કરત કૌતુહલ કેસર ચરચત અંગા ॥ ૨ ॥ તબ મનમોહન સખા બોલાએ સબકું મનો સુનાઓં, રે ભૈઆ તુમ ચોક તરીઓ મનકો આંન ગેરાઓ, જે તુમ કુંવે પકર પાઅ હેં કરે મનકો ભાઓ, તાતેં સા બધાન હોએ રહીઓ મેં તુમકોં સમજાઓ ॥ ૩ ॥ કુંવરી કીસોરી શ્રી રાધા ગોરી મનમેં મનોજુ કીનો, બોલ લઇએ કસબી આપની ભેખ જુ બલકો દીનો, તાકોં મીલન ચલે મન મોહન, સખા કાહુન ચીનો, નેંકસુ બાત લગાઇ લાલકું પીછે તે ગ્રહી લીનોં ॥ ૪ ॥ આઇ સમેત સકલ બ્રજ બીનતા મોહન પકરે જબહીં, માંગતહુ તી એહી બીધનાં પેંદાવ જુ પાવેં કબહી, તબ તુમ ચીર હરે જુ હમારે હા હા ખાઅ હમ સબહી, અબ તો બસન છીની હમ લૈ હેં પાઅ પરોગે તબહી ॥ ૫ ॥ એક સખીકે બદન ઉઘારો હમહું દરસન પાવે; શ્રી મુખ કમલ નેંન મેરે મધુકર, તનકી તપત બુજાવેં, એક સખી કહેં બેંની ગુંથો ફરી કરી માંગ બનાવે, એક સખી કહેં ઈનહી નચાવો હમ સબ તાલ બજાવે ॥ ૬ ॥

એક સખી જબ આઅ અચાનક મોર પીછ ગ્રહી લીનો, એકન બાત લાલકુ પીતાંબર ગહી છીનો, એકને આંખ્ય આંજ મુખ માંડો ઉપર ગુલચાદીનો, માંનન કોન ફાગમેં પ્રભુના મનમાંનેસો કીનો ॥ ૭ ॥ એક જુ હસત દુર ભઇ ઢાડી ઘુંઘટ પટ મુખ ઢાંકે, એક સખી હરીકો મુખ નીરખેં તનકી દસાન તાકેં, એક સખી મધુરે સર ગાવે મુખતેં ગારી ન ભાંખે, ગીરીધર ચરીત અનંત કોઉ જાને સબહીનકી દીસ તાકેં ॥ ૮ ॥ એક કહેં બોલો બલ ભૈઆ તુમકું આઅ છોડાવેં, સખા એક પઠાવો ગ્રહ અપને જસોમતીકોં લે આવેં, જાનતહું છલબલ કરી છુટેં ગ્રહે ન છુટન પાવે, કરો વીનતી શ્રી રાધે સૌંવે તુમ ભલહી છોડાવેં ॥ ૯ ॥ દુરી હૈં તેં બલ આવત દેખે બહુત સખી ઉઠી ધાઇ, છલ બલ કરી જેસેં તેસેં કરી ઉનહું કું લે આઈ, આનકીન એકઠો રહી ઠાડે હરી હલધર દોઉ ભાઈ, ઊનહુંકી આંખ આંજ મુખ માંડો શ્રી રાધેજુ સાંન બતાઇ ॥ ૧૦ ॥ કરજોરે હરી હલધર ઠાડે આગા હમકું દીજે, જોઇ જોઈ ઇછા હોય જાકે મન સોઈ સોઇ ફગુવા લીજે, હસી હસી બાત કહત મન મોહન બોલન સુખકે ભીજે, છાડી દેહું ઘર જાહી હમ અપને પીતાંબર મેરો દીજેં ॥ ૧૧ ॥ દેખ દેખ બ્રહ્મા શીવ નારદ મનહી જાન પીછતાહી, પુરન ભાગ સકલ બ્રજ બીનતા હમ મુખ કહો ન જાંહી, જા કારન હમ ધાંન ધરતહેં સો ધાનમાં આવત નાહી, સો દેખો બ્રજ જુવતીન આગે જોરેં ઠાડો બાંહી ॥ ૧૨ ॥ જબ મનમોહન સખા પઠાએ, ફગુવા બહોત મગાએ, જો જો ઇછા હોય જાકે મન સોઇ સોઇ તાહી પેરાએ. શ્રી જગનાથ રાય ચીરંજીવો, સબકો ભલો મનાઓ, બાઢો બંસ નંદબાવાકો ॥ ૧૩ ॥

પદ ૨૨૯ મું રાગ સારંગ.

જહાં રહત નહી કછુ કાંન, એસો ખેલ હોરીકો; જાંહાં કહીત મરમ વખાંણુ ॥ એ૦ ॥ જાંહાં બોલત જાંન અજાંન ॥ એ૦ ॥ જાંહાં મીલવેકી અકુલાંન ॥ એ૦ ॥ જાંહાં રૂપ ભેખ ઊલટાંન ॥ એ૦ ॥ જાંહાં ખેલત રાઇ ઠાંન ॥ એ૦ ॥ જાંહાં પરત નીલજ નીજવાંન ॥ એ૦ ॥ જાંહાં રહેત સબેરતમાંન ॥ એ૦ ॥ જાંહાં તન મન ધન વીસરામ ॥ એ૦ ॥ કરી

સીગાર ધર ઘરનતેં હો ઠાડી દ્વાર આઅ, ખેલનકું નંદલાલસું બ્રજ જુવતની સેહજ સુભાઅ ॥ એ૦ ૧ ॥ ગાવત ગીત સોહાંવણે ઉંચે સુર પ્રીએહી સુનાઅ, મોહન મંન વસ કરનકું, જુવતી જંન રચો ઉપાય ॥ એ૦ ૨ ॥ સુંનત શ્રવન દે સખનકું બ્રજભુખણ આએ ધાઅ, નાચત ગાવત રસ ભરે, અરૂ બાજે બીબીધ બજાઅ ॥ એ૦ ૩ ॥ બદન બીલોકો લાલકો હસી ઘુંઘટ પટ સરકાઅ, ઉર આનંદ અતહી બઢો, અરૂ મન ભાવન વીધ પાઅ ॥ એ૦ ૪ ॥ મોહનકે શણુગારકો સબલીનો સાજ મંગાઅ, ચોવા ચંદન કુંમકુંમા, અરૂ સુરંગ ગુલાલ ભરાઅ॥એ૦ ૫ ॥ લીએ એન દેવતા કે મીસ મોહન નીકટ બોલાઅ, પરસી કપોલની પ્રેમસું, પ્રતીલીને અંગ મીલાઅ ॥ એ૦ ૬ ॥ બસન નલે અપુને પ્રીતમકુ સબ પેરાઅ; આભુખન બોહોત ભાંતકે, પેહેરાએ દેખી બનાઅ ॥ એ૦ ૭ ॥ પ્રથમ કપોલની છિરકહી લીએ ચંદન બંદુ બનાઅ, સુરંગ લાલ અબીરસું, કરે ચીત્ર રેહેશ મુસકાઅ ॥ એ૦ ૮ ॥ પગીઆ પેચની છીરકકેં ગોઇ જાર છીરકાઅ, શોભા ચીત્ર બચીત્રકી, નેંનનીપરત લખાય ॥ એ૦ ૯ ॥ અધીક ગુલાલ ઉડાયકેં સબહીનકી દ્રસ્ટ બચાઅ, મંન ભાઓ પ્રીયા સું કરે, પ્રતી અંગની અંગ મીલાઅ ॥ એ૦ ૧૦ ॥ મંડલ મધ પ્રીઆ રાખકેં મિલી નાચત અનસરસાઅ, ગાવત અતી આનંદસું, છીંકી છકી હરદોન અંધ્રાઅ ॥ એ૦ ૧૧ ॥ ખેલ મચાઓ લાડલી બ્રજ જુવતીની પીઆ સુહાઅ. દુર ભએ ગુન ગાવહી, સબ ગોપ સબદ ઉઘટાઅ ॥ એ૦ ૧૨ ॥ રસ રસીક મન અતી બઢો, સો તીન લોક રહો છાઅ, શ્રી વલભ પદ ચરણકી, જંન રસીક સદા બલી જાઅ ॥ એસો ખેલ હોરીકો. ૧૩ ॥

પદ ૨૩૦ મું. રાગ સારંગ.

આછી ડોલ બની રઘુવીરકી, અવધપુરી આરામ અનુપમ; સુભગ સરોજા નીરકી ॥ ટેક ॥ ખંભ મઆર મનહું મધવા ધુની, ગરજન ગોરા ગભીરકી, સૌદાંમની જાનકી જગત મણી, બરખત આનંદ નીરકી ॥૧॥ ચીતવની હંસની હરત સમકેં મન શોભા શાંમ શરીરકી, અગ્રદાસ સુખસાગર બાઢો, સુધી નહી ભુખણ ચીરકી ॥ ૨ ॥ આછી ડોલ બની.

પદ ૨૩૧ મું રાગ સારંગની સાખી.

સારંગ ચલો શિકારકુ, હાથમાં લાલ કમાણ; મુરખ હતા સો બચ ગઆ મરગએ ચતુર સુજાંન. સારંગ સુની મેરો તન તપો, ગ્રેહે ઉલટો મોએ અંગ; બેઠીતી સો ગીરપડી, જાંણો ડશીઓ નાગ ભોરંગ. સારંગ રાગ શીરોમણી, વેદ શીરોમણ સાર; ક્રષ્ણ શીરોમણ રાધીકા, જેને વસવું ગોકુલ ગાંમ, એક ફેંટ ગુલાલકી, એક ફેંટ અબીલ; બંદરાબનકી કુંજમેં, ખેલે હલધર વીર; ચુવાકો ધુવા બનો, ધરતી ભઇ રંગ રેલ; અબીલ ગુલાલે બાદિલ છાઓ, મોહન ખેલે ખેલ.

પદ ૨૩૨ મું. રાગ સારંગ.

ડોલ ઝુલે જનક સુતા અરૂરામ, તાતેં ભઓ પરમ સુખ મંગલપુરેમનકે કામ ॥ ટેક ॥ વીશ્વકરમા પચીર ચોદી ડોરો પચરંગી પાટકી દોરી, છબીકી ઉઠતન રંગ અંગ અંગ, રામ શામ સિયા ગોરી ॥ ૧ ॥ કેશરી આદી જવાદ્ધિ કુંમ કુંમા, અબીર ભરે ભરી ઝોરી; રીઝી પરસપર છીટત છીરકત, નવલ કીસોર કીસોરી ॥ ૨ ॥ સુરજવંશ પુરવાસી સબી મીલી, દેતહે પ્રાન અંકોરી, ગાન ૮વ પ્રભુ સીતારામ છબી રંગ ભરી ખેલે હોરી ॥ ૩ ॥

પદ ૨૩૩ મું રાગ સારંગ.

રાધોજી ઝુલત હે, પ્રાનપ્યારીકું સંગ લીએ, ગૌરશ્યામ ભુજ ગ્રીવ પરસ્પર, પુલકીત પ્રેમ પીઉસ પીએ ॥ ટેક ૧ ॥ રામ મરગ જ વાગે રાજત, પાઘ'મહા અનુરાગ કીએં, સીતાજુ સુરંગ ચુંદરી. શોભીત કર કંકન વરહાર હીએ ॥ ૨ ॥ રૂપ રસીક ગુણ નાગરી નાગર, ઉપમા કોંનહી આંનહ્રિએ ॥ ઇસદહાસ ચીતવની ઇસદ, નીરખી મદન લજ્જા ન હીએ ॥ ૩ ॥ અંગ બીભાગવી દુખકો બસત; શેષ શંભુ નેતી નેતી કીએ, જન ભગવાન જુગલ જયકારી, દશરથ સુત અરૂ જનક પીઓ॥૪॥

પદ ૨૩૪ મું રાગ સારંગ.

મહારાજ કુંવર ગજરાજ ચડતહે, આજ અવધ ખેલે હોરી, ચડી અસવારી બાગમાં બીરાજે, સકલ જુથ કી જોડી, આજ અવધ ખેલે હોરી ॥ ૧ ॥ જરીઆન કુર્જન તોરી શણુગારે, જડીત્ર પલાંણ મંડાઓ,

હસતી હોદા સુરી કનક, મહારાજ સુખપાલ બેઠાએ ॥ માહરા૦ ૨ ॥ તાસઇ વાજાં ગડત નગારાં, બલવંત જોધ ચડી આએ, કડાં કનક ઉતતરોઓ માલા, બાહાજુએ રતન જડાએ ॥ માહારાજ૦ ૩ ॥ કેસરીઆ વાધા પેહેરાં પીતાંબર, પીલી પાઘ બંધાઇ,બતરીસલક્ષણ પુરસ કસ્તુરી અગ્રબુધ રૂપ દેખાએ ॥ માહા૦ ૪ ॥ બાગમાં બીરાજે ફુલનકી માહાલ, નઉતમ બીછાંના બીછાએ, સકલ સભા આગે અપછરા નાચે, બંદિજન ગાંધરવ ગાયે ॥ માહા૦ ૫ ॥ રઘુનાથજી બાગમાં બીરાજે, સખીએ લીધી કનક કટોરીઆ; જનક સુતાએ કલસ ભરાએ, મદમદ કેસર ગોરી ॥ માહા૦ ૬ ॥ ભાંમનિએ બોલાઇ નગરકી, જોબન રૂપવંત ગોરી, હોરી ખેલેઇએ રામ સંગ, ઇમ કહે જનક કીશોરી. ॥ માહા૦ ૭ ॥ અબીલ ગુલાલ અરગજા અતર, સકલ સામગરી લાએ, અજોધાના રાય રાજદવારે, વડારાંણે બોલાવિ લાવી ॥ માહા૦ ૮ ॥સેંથે મંગ સીંદુર સજીઆં વેણુ ગુંથી નેણુ અંજાઇ, આભરણકી એક ઓરડી ઉઘાડી, શોભીતા સજાઇ ॥ માહા૦ ૯ ॥ પુરસનદાસ સુદાસ પદમન, કસબોઇ ચંપકવેલી માલણ હાર લાવિ ફુલનકો, જાઇ જુઇ ચંબેલી ॥ માહા૦ ૧૦ ॥ નાર કુજન કંચુ પકલ ઘેર, ચુંદડી કસુંબેહે રંગેલી, ઘર ધંધો તજત ઘણું હરખત, ચલી માહા મુમતા મેહેલી ॥ માહા૦ ૧૧ ॥ નાથઇ માંણક કોટ કો, ઊર હાર ગજ મોતી, ઝાલમાં હીરા જડીત કંકણમાં, દરપણ લેઈ મુખ જોતી ॥ માહા૦ ૧૨ ॥ દક્ષણી શણગાર સખીએ સજીઆં, અદભુત રૂપે ઓપી, ફાગણમાં મુખ બોલત ગારી, ગાવત લજા લોપી ॥ માહા૦ ૧૩ ॥ જનક નંદનિએ પુરી બસ કીની, સખીએ બુધ ઉપાસી, સાંમગરી મત દોરે પુરસકુ, અજોધ્યામાં આણ ફીરાઇ ॥ માહા૦ ૧૪ ॥ માલણ ધસત જાતી બાગમાં, રૂગનાથજીકું બાત સુણાઇ, રાંણાજી સંગ વધુજન હોરી ખેલણ આવી ॥ માહા૦ ૧૫ ॥ ગાવત ગારી ને ગડગડત નગારાં, ગરજના બાગમાં સુણી, ભરથ શત્રુઘન વિના સામગરી, દોનુ ચીંતા કીની ॥ માહા૦ ૧૬ ॥ છડીદારકું ચડીલો અસવારી, રઘુનાથજીએ આગના દીની, જાનકી નંદન સકલ વહુજન પ્રેમ મગન રસ ભીની ॥ માહા૦ ૧૭ ॥ રઘુનાથજીએ મીત્ર બોલાઓ, સુર તેત્રીસ કરોડ આએ, બ્રમાદિક ઇદ્ર સંભુ કુબેર, સકલ સામગરી લાએ. ॥ ૧૮ ॥ બેહેઠ વૈમાંન મહારા-

જકે મજરે, નજરે નારદ મુનીવર ગાઆએ, અબીલ ગુલાલ કેસર પીચકારી, વિશ્વામંત્રે વંચાઇ ॥ માહા૦ ૧૯ ॥ પરથમ પાહાંચ સંતચરણ સે, એક પોલ પકડાએ, સખીઅન સેન સંગત ગલીઆં, એક મીલી હઠાઇ ॥ માહા૦ ૨૦ ॥ અબીલ ગુલાલ કેસર પીચકારી, લાગી પ્રેમ લડાઈ, અસવારી હઠાવી રઘુનાથકી, ભરથજીએ ભીડાઇ ॥ માહા. ૨૧ ॥ અબીલ ગુલાલ અરગજા અંતર, ચંદન કીચ મચાઇ, આરૂણ અમર ધરા જેમ બરખેએ, ગુલાલમાં ગરદ મીલાઇ ॥ માહા૦ ૨૨ ॥ વાસ લોભાએ દરસ્શાન લીના પ્રેમલ દેવ છકાઈ, સુરીજન મુનીજન કઉતક દેખે, રવિ એ રથ થોભાઈ, ॥ માહા૦ ૨૩ ॥ પરધાંને એક પડપંચ કીધો, મનસુ બુધ ઉપાઇ, મેઘલ દેખી ડરત અબલા, દુર રેહેગી નારી ॥ માહા૦ ૨૪ ॥ નહી પોચે ને નેનમાં ગુલાલ, નહી પરસે પીચકારિ, વજીર વચન સુખપાલ ધાંડે કેઓ, ચડે ગજ અસવારી ॥ માહા૦ ૨૫ ॥ દો કરજોડી શ્રીઆગ જનમીઓ, પરણ ભોમ ભોમ પસારી; અઇરાવત પુત્ર માહા કુલવંતા, અધીક જાત ત્રીઝારી ॥ માહા૦ ૨૭ ॥ આજ કીરણ વસંતકી રમીએ, હરતાકુ જઉ બલહારી; તેહેગજથમે નહી અરૂ અબસ, હઠ રહે હત આમારી ॥ માહા૦ ૨૭ ॥ સીઆજી કુંવરજ મન સુણી ગજ દેવા મનમાં ઘણું પસાએ; અંકુસ દે દે માવત હારો, ડગુ એક ના ચલાઓ ॥ માહા૦ ૨૮ ॥ મુખઇ વાચા બોલો કુંજન, માહારાજ એક બર દાએ મારાંની અબલોકી હતા, એને હસતી થોભાએ ॥ માહા૦ ૨૯॥ રઘુવર શ્રીની દવાઇ દીની, ગજ થોભો ધારણ ધારી, તુઇ દેવરાજ કુલવંતાઆ, જે જે મંગલકારી. માહા૦ ૩૦ માહારાણીએ બોધ કરિ લીનો, કોલ દીઓ સી અપારી, દસમણી મોદીક તે જાણ, નીત દીઉલીઓચારી ॥મા૦ ૩૧ ॥ માહારાજ હસતી હોધે બીરાજે, નહી સમોવડ આવી ॥ નહી પોચે નેનમાં ગુલાલ, બેહેનીએ બુધ બતાઇ ॥ માહા૦ ૩૨ ॥ હાડક ઠોરાં ધજા આંબારીઓ, ધસી ચડો ઉંચુ જોઈ; અબીલ ગુલાલ કેસર પીચકારી, ઘેર લીઆ રઘુરાઇ ॥ માહા૦ ૩૩ ॥ સખીઅન સેનો ધસત ચારો દિસે, બેઠક ઠોર જૈએ, તાલ મરદંગ ડફ ઢોલ નગારાં, ગરજ પાવખજમાં ગાજે ॥ માહા૦ ૩૪ ॥ અજાઇ દાવ આએ રઘુનંદન હસતી હોદા બીજે, પ્રેમ સરૂપી સબ વધુજન, રામ રંગ મારાજ ॥ માહા૦ ૩૫

॥ રઘુનાથ કોલ દીઓ સખીઅનકુ, મનમાંને સો લીજે, ચાવસો વીધે ફગુવા માગો, તુમ લીઓ એમ લીજે ॥ માહા૦ ૩૬ ॥ સીઆ સખીઅનકે ચરણ કમલપર, ગજ ગુણ તે હમે હારા, દાસ દેવીધ્રકા ફગવા માગત અમ પ્રે નહી આસ ॥ માહા૦ ૩૭ ॥ કોટી કલાકો રૂપ ધરી લો, કરીલો તેજ પરકાસી, વરણ અરાડ અજોધ્યા નરનારી, માગત વૈકુંઠ વાસ ॥ માહા૦ ૩૮ ॥ મુગટ મણી વેજંતી માલા, કોટી કલાધર રૂપ, સુરીનર મુનીજન દરસંન પાએ; ચઉદ લોકના ભુપ ॥ માહા૦ ૩૯ ॥ માનુનીઓ મુરછાગત પામી, અધીક તેજ સરૂપા, દરશનથી બહુ પાતીક નાસે, રૂપ અનુપ અદભુતા ॥ માહા૦ ૪૦ ॥ કોટી કલા રૂપ દરશન થાપે, સુરીનર મુનીજન હરખાએ, પારીજાતનાં પુસ્પ વૈમાંન ચડી ઘન બરખે ॥ માહા૦ ૪૧ ॥ મુરછાગત ઉતારી નરનારી માનુનીઓ મુખ મરખે, ઘર ઘરથી ધસી આઇ દરશનકુ, નેનાં ભરી ભરી નરખે ॥ માહા૦ ૪૨ ॥ ઘડી ચાર પીછે અંતરધાન ભએ, રતી તેજે રઘુનાથ, બ્રમાદીક કહે નગર અજોધ્યા વેદ પુરાંણ લખાતે ॥ માહા૦ ૪૩ ॥ શ્રીઆજીકે બચન ચલી અસવારી તબ ચલે ગજરાજ, મુગતાફળ વિધાઈ રાજદવારે, તખત બેહેઠે રઘુરાઇ ॥ માહા૦ ૪૪ ॥ સુરીનર મુનીજન આદે વીમાને ચડી સરગકુજાએ, દસ સહસ્ત્ર વરસ પીછે અજોધ્યાઅ, વસત વૈકુંઠ વાસે ॥ માહા૦ ૪૫ ॥ રાજકી રીતે ફગુવા દીનો, વીધ વીધ મેવા મગાઈ, રઘુનાથકે ચરંણકમલ પર તુલસીદાસ જશ ગાઈ, માહારાજ કુંવર ગજરાજ ચલતહે, આજ અવધ ખેલે હોરી ॥ ૪૬ ॥

પદ ૨૩૫ મું રાગ સારંગ.

મુરલી અધર ધરે નંદ નંદન હો હો હોરી બોલેજુ, લીને સખા સંગ બ્રજકુ કહેત બ્રજ ખોરીને ડોલેજુ ॥ ૧ ॥ પેહેરે વસંત અનેક બરનતન, નીલ પીત સેરા તેજુ, સુરંગ ગુલાલ અબીર ફેંટ ભર, ફીરત માહા મદ માતેજુ ॥ ૨ ॥ બાજત તાલ મ્રદંગ ઝાંઝ ડફ, અરૂ બાંસુરી સુર ઘોરી જુ; ગાવત સરસ ધુમાર નવ રંગ, રસીક મંડલી જોરી જુ. શ્રવણ સુનત સબ ગોકુલ નારી, ઘર ઘર તેં ઉઠ દોરી જુ, સાજસ માજસ બેંજુર આઈ નંદરાયકી પોરીજુ ॥ ૪ ॥ પેહેરે દીવકટાવની ચોલી, મોતન જુમખા સારીજુ, મુનીઅન કેસી ગુંડન ગાવત, પરમ ભાવની

ગારીજુ. ॥ ૫ ॥ ચોકી હેમ જરાઅ કીરતન ખચીત નગ મોલ હો નવ ગ્રહે કંચન પેચીઆ, ગજરા બનો અમોલ ॥ ૬ ॥ કટી કંકની રૂમ ઝુમ કરેં, પવનો પુરજંન કારહો, ચલત હંસ ગતી મોહહી, સોભા અધીક અપારા હો ॥ ૭ ॥ ઇહે બીધ ચલી બરજ સુંદરી, ચલી નવલ રસીક પીઆ પાસ હો, કુંજ મેહેલ મોહન મીલે, પુરી મનકી આસહો ॥ ૮ ॥ બરજ બંદરાબન ભુખન, પીઆ પારીકી જોરીહો, ગોવંદ બલી બલી જાએ, નવલ કીસોરી કીસોર હો ॥ ૯ ॥

પદ ૨૩૬ મું રાગ સારંગ.

પ્યારી તેં લાલનકો મન હરો, તો બીન રહો ન જાઅ હો પ્યારી; કુંજ મેહેલ બેઠે પીઆ, નવ પલેવતલ પ સંમાઅ હો પ્યારી ॥ ૧ ॥ બીચ જુઈ બીચ સેવતી, બીચ બીચ નવલની વાર હો પ્યારી; તબ પંથ બેઠ નીહારહી, કુંજકુટીકે દવાર હો પ્યારી ॥ ૨ ॥ લોચન ભર ભર નીરખહી સુંદર બ્રજરાજ કુમાર હો પ્યારી; કબહુક નેંનની મીલકે, કરત કવલ પદધા નારી ॥ ૩ ॥ આપુને કર નખ ગુંથહો, બીબીધ કુસમકી ચોળી હો પ્યારી, તેરે ઉર પેહરાવહી; ચલેંહી બેગ ઉઠ બોલી હો પ્યારી ॥ ૪ ॥ કબહુક નેંનની મુંદકે, કરત તબ વદન ધાંન હો પ્યારી,તન ફુલ ફીત ભુજ ભેટહી, કરત અમીરસ પાંન હો પારી ॥ ૫ ॥ ચંદ દેખ આનંદહી, તબ મુખ કીઅ જુહારહો પ્યારી, એહ છબી વાહત પુજહી, નરખી કલંક વીચારી પ્યારી ॥ ૬ ॥ જદપી સકલ બ્રજસુંદરી, કહું ન મન ઉર જાઅ હો પ્યારી; ચાતક જલધર બુંદજેં,ભુજલ ત્રીખાન જાઅ હો પ્યારી ॥ ૭ ॥ પીઆકો પરેમ સખા મુખ સુનો તબહી ઉઠી ચલી ધાય હોપ્યારી, ગોવાંદ પ્રભુ પીઆસોં મીલી; રહેસ કંઠલપટાઅહોપ્યારી॥૮॥

પદ ૨૩૭ મું રાગ·સારંગ.

હો પીઆ ધનુંસ દુર ઓઢો પીતાંબર, ખેલો હોરી ફાગહો, જનકસુતા એમ કેહેત રામકુ, જાકો પ્રેમ સોભાગી હો ॥ હો પીઆ૦ ૧ ॥ આઉધ સકલ ઊતારો મેહેલમાં, પીતાંબર કટી બાંધે હો; કર ધર હો રંગ કનક પીચકારી, સોદારસ સરસ સાંધો હો ॥ હો પીઆ૦ ૨ ॥ જબહી અચાનક આઅ ભરૂગી, મનોગે અનુરાગહો, રધુકુલ બાધુ ચોદેશ

ઘેરે, આવત નહી જબાપી હો ॥ હો પીઆ૦ ૩ ॥ ઉમડેહે ઝુંડ મદનકી માલ, બ્રજકે કો ઉનામને હો; બુકા બદન મેહેલ રંગે હે, હો રહે કાછને હો । હો પીઆ ॥ ૪ ॥ અંજે નેન બીસાલ રમકે, કીએ હે મનકો ભાએ હો, ફગુવા દેત ભલો રસ ચાખો, હસત હસત ઘર આએ હો ॥ હો પીઆ૦ ૫ ॥ મીડત અખી ગુંથત કરસુ, મધુરે મધુરે મચકાની હો, કેવલદાસ બીલોકી બદનપર, ગાવે મધુરીસી બાની હો ॥ હો પીઆ૦ ૬॥

પદ ૨૩૮ મું રાગ સારંગ.

ખેલન દે રંગ હોલી હો રસીઆ, ખેલન દે રંગ હોરી;ફાલ ગુલાલ પડો અખીઅનમાં, હજુ ના ભઈ પીઆ કોરી હો ॥ રસી૦ ॥ ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેસર ગાગર ઢોલી હો ॥ રસી૦ ॥ તાલ પખાજ ઝાંઝ ડફ વાગે, મોરલીકી ધુંન થોરી હો ॥ રસી૦ ॥ ભર પીચકારી મેરે મુખપર ડારી, ભીજ ગઈ તન સાડી હો ॥ રસી૦ ॥ ફગુવા દીએ બીન જાને નહી દેઉગી, તુમ મત જાનો પીઆ ભોલી હો ॥ રસી૦ ॥ હુદીકે પ્રભુ ફગુવા માગે, મેવા તે ભર ભર ઢોરી હો ॥ રસી૦ ॥

પદ ૨૩૯ મું. રાગ સારંગ.

ઝુલત નંદ કીસોર કીસોરી, ઉત બ્રીજભુખણ કુંવર રસીક વર ઇત બ્રખુભાન નંદની ગોરી ॥ ઝુલત૦ ॥ પીતાંબર નીલ પટ ફરકત, ઉપમા ગગન દામની છબી થોરી, દેખ દેખ ફુલ સબ બરીજ બીનતા, દેત ઝુલાઇ ગ્રહે કર દોરી ॥ ઝુલત૦ ॥ પુનીત ભએ જુ મીલી સુર ગાવે, કીરકર દેઉ રાજ કોરી, પ્રેમાનંદ પ્રભુ મહા સુખ બીલસત, ઈંદ્ર બધુ સીર ધુનત ઝકોરી ॥ ઝુલત૦ ॥

પદ ૨૪૦ મું. રાગ સારંગ.

ડોલ દેખ બ્રીજ બાસી ફુલે, ગોપી ઝુલાવેને ગોવીંદ ઝુલે ॥ ડોલ૦ કમલનેનકુ લાડ લડાવે, મુદીત ગીત મધુરે ગાવે ॥ ડોલ૦ ॥ આનંદકંદ વ્રંદાબન સોહે, મોરલી મનોરથ મનમથ મોહે ॥ ડોલ૦ ॥ રસીક સીરોમણી આનંદ સાગર, રામદાસ પ્રભુ મોહન નાગર ॥ ડોલ૦ ॥

પદ ૨૪૧ મું રાગ સારંગ.

ડોર ઝુલતહે લાલ બીહારી, બીહારની પુસપ વરસટી હોત, સુર

નર ગાંધરવ આએ સુરકી, નારી દેખત દવારેમતી ॥ ડોલ૦ ॥ ઘેર કરત પરસપર સબ મીલી, દેખત જુવતી એસે જુવતી, હરીદાસ સાંમી કુંજ બીહારી, સદા સુરી નાગર જોતી. ॥ ડોલ૦ ॥

પદ ૨૪૨ મું. રાગ સારંગ.

આજુકી બાંનીક કહી ન જાઇ બેઠે નિકસી કુંજ દ્વાર; લટપટી પાગ સીથીલ કાવલીખસિત બરૂહ ચંદ રસભરે વરજકુમાર ॥ ૧ ॥ શ્રમ જલ બિંદુ કપોલ બિરાજિત મન હુઓ સરકન નીલ કમલપર, ગોબિંદ પ્રભુ લાડીલે લલના બલિ કહી કહાં અંગ સુંદર બલ. ॥૨॥

પદ ૨૪૩ મું. રાગ સારંગ.

અબકેં ફેર લીજહો સુઘર રાય વહ તાંન; સરસ મધુર નીકી ચોખ પરી હે તાંનલ બંધાંન ॥ ૧ ॥ અબ ધર વિકટ સરસ ગિરધર પિય તુમહિપેં બની આવે મોહિ તિહારી આન, ગોબિંદ પ્રભુ પીય રસિક સીરોમન મદન મોહન પીય અતિહી સુજાંન ॥ ૨ ॥

પદ ૨૪૪ મું. રાગ સારંગ.

લાલન છાંડહુ બરિયા ઇજુ દાન આધનોં લીજે લલનાં અહો બ્રજરાઇ; યહ અબ કહા કહોંવે અંચલુ ગહત હોજુ ॥ ૧ ॥ જોઈ કછુ લીસોં દેઉકાં નુગ હેં અનુલીજે અપનોં ગાંઉ કોંનુ સહે તુમહારી દિન દિનકી અધિકાઈ, ગોબિંદ પ્રભુ રસ મત પરસ્પર ચિતેબ ચલી મુસકાઈ લલનાંકો મનુ ચુરાઇ ॥ ૨ ॥

પદ ૨૪૫ મું રાગ સારંગ.

રસિક રાઈ બેઠે લાલન વે દેખિ કુંજસ્થલી, કુસુમિત બન પરિમલ યદેમોં તહાં કુંજિત કોકિલ પુંજ મત અલી ॥ ૧ ॥ કિસલ યદલ કુસુમિત સિંગાર ચી પ્રફુલ સુહસ્થ બેંની ગ્રથીત ચંપકલી ગોવિંદ પ્રભુ દંપતી પરસ્પર રહે રસ મત ગલી ॥ ૨ ॥

પદ ૨૪૬ મું. રાગ સારંગ.

મોંહન સિર ધાલી હોઠ ગોરી, સુંદર બદનુ જો લોંન દેખતી ભઇ રહતી તાલોં તોરી ॥ ૧ ॥ યહ કમલ પરાગચ્યા ખિ મેરે નેંન મધુપ લાગી દોરી ગોવીંદ પ્રભુ બનતેં કબ એહેંરહતુ હદો કેસેં તોરી ॥ ૨ ॥

પદ ૨૪૭ મું રાગ સારંગ.

જીમનાં ઘાટ રોકિ હો.રસિક ચંદ્રાવલી, હસિ મુસકાઇ કહતી બ્રજ સુંદરી છબીલે છયલ લાલન બલી ॥ ૧ ॥ દાંનુ નિમેરિ લેહુ બ્રજ સુંદર છાંડ હુ અટયા તટે ગહત અવકાવલિ, કરસોં કરૂ ગહિ પીય -હદે સોં લાઇ લઇ ગોબીંદ પ્રભુસોંજુ રાસ રંગ મીલી. ॥ ૨ ॥

પદ ૨૪૮ મું રાગ સારંગ.

બલી બલી આજુકિ બાંનક લાલ, કસુંબી પાગ પીત કુલહ ભરીત કુસુમ ગુલાલ ॥ ૧ ॥ વિસ્વ મોહન નવજુ કેસરી તિલકુ લલિત ભાલ, સુંદર મુખ કમલહિ લપટાત મધુ વરત જાલ ॥ ૨ ॥ બરન પીત બીથુરીત બંદ સુભગ ઉરસિ બિસાલ,ગોવીંદ પ્રભુ પરસત નખત નખત સીર તુલશી માલ ॥ ૩ ॥

પદ ૨૪૯ મું રાગ સારંગ.

ચઅરીનાહ વૃંદાબન રંગ, સરીગમપધ અલાપ કરત રસ ઉપજત તાન તરંગ ॥ નિર્ત્ત અતિ લેત ગૃગૃતકટધિક ધિધિલાંગ બાજત મ્રદંગ ગોવિંદ પ્રભુકેજુ અંગ અંગપર વારો કોટી અંનંગ ॥ ૨ ॥

પદ ૨૫૦ મું રાગ સારંગ.

પીય જુ કરત મનુહારી સમુઝી દેખી રીજાય પીયારી, કુંજ દ્વાર ઠાઢે મન મોહન લલનાં ખરી યે નિઠુર બ્રખુભાન દુલારી ॥ ૧ ॥ અલક સવારનકેં મીસ ભામીની ફેરતી પીય તન નેન નિતારી, ગોવીંદ પ્રભુ ફુખુ દેખી પીયાકોં સબ સુખ ભયો તન દ્રષ્ટી સોં ભરતી અકવારી ॥૨॥

પદ ૨૫૧ મું રાગ સારંગ.

નેંનની લાગી હો ચટપટી, મદન મોહન પીય નિકસી દ્વાર દ્વેસો હતી પાગ લટપટી ॥ ૧ ॥ દુરી જાઇ ફીરિ ચીત એ મોતન નેંનકમલ મન હરન ભ્રકુટી, ગોબીંદ પ્રભુ પીય ચલત લલીત ગલીત કછુક સખા સંગ આપની ઘટી ॥ ૨ ॥

પદ ૨૫૨ મું રાગ સારંગ.

નેંનારી લડી કાંતસે, અલસ અરૂન અતીહી રંગમગે અની અની અની મુસકાંતસે ॥ ૧ ॥ કછુ એક નિરૂપમ રૂપયાનુ કીયોચરો મેરે જાં

લોરી, પુરી પીઆ દરશન પાઇ ॥ સત ગુરૂ૦ ૫ ॥ સતગુરૂ સાહેબ રીજ ભઇ હે, ફગુવા દીના ભર ઝોરી, ધરમદાસકી એહી બીનતી, સત ગુરૂ સત કહોરી, કલપના દુર મટ ડોરી, સતગરૂસે બીનતી મોરી, મોરી મોરી રે સત ગુરૂસે બીનતી મોરી ॥ સત ગરૂ૦ ॥

પદ ૩૫૪ મું રાગ હોરી

હોરી પીઆ સંગ હોરી ખેલીએ હો મેરે સાધુ; તુમ સુણસે ગનર સોહગને ॥ હોરી પીઆ૦ ૨ ॥ કામ કારણ તે દેહિ ધરી હે, હોતા પશુ ગુમાર ॥ સાધુ૦ ॥ સામ સકલ મુરજાદા બેઠે, સબ જુગ લાગો હે ઠાર. ॥ હોરી પીઆ૦ ૨ ॥ ઈંગલા પીંગલા સુખમણા નારી, દશમેદવાર મંડપ છાયા, ભમર ગફામાં જે રસ ચાખે, ઉરધં ધાન લે લાયા ॥હોરપીઆ૦॥ ઠાર ળરમ ન હજુ કહુ ના માને, કહેત કબીર બીચાર; સબદ હમારો જે કોહી માને સોહી ઉતરેગો પાર ॥ હોરી પીઆ૦ ૪ ॥

પદ ૩૫૫ મું રાગ હારી.

હોરી ખેલો સંત સુજાન, આતમરામસુ હોરી ખેલે સંત સુજાણ, પંડીત ખેલે પોથી પાતરાં, કાજી ખેલે કુરાંણ ॥ હોરી૦ ॥ જોગી ખેલે જુગ જુગતસે, હે દુનીઆ ભુત મસાંન ॥ હોરી૦ ॥ કાંમી ખેલે કામની સંગ, લોભ ખેલે દાંમ ॥ હોરી૦ ॥ પતીવ્રતા જો ખેલે અપને પતીસે, બીસવા ખેલ હરામ ॥ હોરી૦ ॥ સાહેબ કબીર સંતન સંગ ખેલે, ન કાંમ નહીં ધામ, હોરી ખેલે સંત સુજાન.

પદ ૩૫૬ મું રાગ હોરી.

આજ મેતો ગગન મહેલ ખેલુ હોરી, જાંહાં જગ મગ જોત ઉજેરી, મુલક મુલકકો બદલ કર ગાએ ખર ચકરકી ફેરી; ભમર ગફામાં નર સુખ માણે, સુંદર નવલકીશોરી ॥ આજ મેંતો૦ ॥ અરધ ઉરધ બીચી ધાંન લગાએ મન પવન પકરોરી, ઉન મુની ધાંન સંભારે નીરંતર સત ગરૂ પદ પાર સુખ, બાજત બાજા તાલ મરદંગ જાંજ ડફ, અનહદ કી ધનઘોરી, કહે કબીર સત ગરૂ પરતાપે, સોહંગ સુર ભર ગોરી ॥ આજ મેહતો ગગન મેલ ખેલુ હોરી.

પદ ૩૫૭ રાગ હોરી

માંના રાજા ખેલન ચડે રંગ હો હો હોરી; કાયા નગરમાં જારે રામ રાગ હો હો હો હોરી જ્ઞાનાં ગલીમેં ડંકા દે છે રાગ સુરત નુરત નુરત લીએ સંગ; રામ રાગ હો હો હોરી, ભરી પીચકારી પ્રમાં ફીજે ફગુવા દોને મગાય સબનકુ ફીરત ફીરત ગયે અપને ધામકુ, તુલસીદાસ જશ ગાઇ; રામ રઘુનંદની.

પદ ૩૫૮ રાગ હોરી

એસી મન સંગ હોરી ખેલીએ હો મેરે સાધુ જાસે જનમ મરણ ભે જાય ॥ એસી૦ ॥ જુગ જુગતકી કરો પીચકારીઆં, ખીમા ચલાવન હાર ॥ સાધુ૦ ॥ આતમારામ જબ ખેલન લાગો, પાંચ પચીસ મોજાર ઇંગલા પીગલા સુખમણા નારી, સુરત નુરત લીએ સંગ ॥ સાધુ૦ ॥ અપને પીઆ સંગ હોરી ખેલતા, લજાકુ દો નીવારીરે ॥ એસી૦ ॥ જ્ઞાંન ગલીમે હોરી ખેલીએ, મચો હે પ્રેમ કો કીચ, ॥ સાધુ૦ ॥ કામ કરોધ દો કુટ કુટ ભાગે; સુણ સુણ સબદ આરોત ॥ સાધુ૦ ॥ તરકુટી મેલમાં વાજાં વાગે, હોતા છતરીશ રાગ ॥ સાધુ૦ ॥ જ્ઞાંન ધ્યાંન દેખે તમાસા, સતગરૂ ખેલન ફાગ ॥ એસી૦ ॥ સતગુરૂ મીલ મોહે ફગુવા દીના, મારગ દીયો બતાય ॥ સાધુ૦ ॥ કહે કબીરા સોઇ જન જાને, જીવત ભરમ સમાયા ॥ એસી મન સંગ હોરી૦ ॥

પદ ૩૫૯ મું. રાગ હોરી

હોરીરે આજ રંગ ભરીરે, રંગ ભરી રસ ભરી મદસું ભરીરે ॥ હોરીરે૦ ૧ ॥ ઊડત ગુલાલ લાલ ભએ બાદુલ, પીચકારનકી લાગી ઝડીરે ॥ હોરીરે૦ ૨ ॥ ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેશર ગાગર શીર ધરીરે ॥ હોરીરે૦ ૩ ॥ બઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચેરી હોકર પાંઉ પડીરે ॥ હોરીરે૦ ૪ ॥

પદ ૩૬૦ રાગ હોરી

હરી હોરી રમે વનમાંહે, જોવા જઇએરે, મને કંઇ ના સુજે કાંમ, અહીંઆં કેમ રહીએરે; મુસતક મુગટ સોહામણોરે, કુંડલ લલકે કાંન, પીલાં પીતાંબર પેરીઆંરે, સુંદીર બીનેવાંન જોવા જઇએરે, એક દીસ

બાંધી ગોપીઓરે, એક દસ બાંધા ગોવાળ; અરસ પરસ એવાં રમેરે, માંહી જમ રાજા ભુપાલ ॥ જોવા જઈએ૦ ૨ ॥ વાજંતર વાગે ઘણાંરે, વાગે મરદંગ તાલ; અબીલ ગુલાલ ઉડાવતાંરે, માંહી લીલા પીલા રંગ ॥ જોવા જઈએરે ૩ ॥ શ્રી વંદરાવનને ચોવટેરે, ખેલે ગોપી ગોવાલ, સુરીનર વેરે ફુલડાંરે, માંહી જુવે સખી રૂગનાથ ॥ જોવા જઈએરે૦ ૪ ॥

પદ ૩૬૧ રાગ હોરી

સખી શ્રીરે ગોવરધનરાય, રમે રંગ હોરીરે; શ્રી રાધકાજીની સાથ, કેસુડાં ગોળીરે ॥ ટેક. ૧ ॥ ગોકુલ ગામ અતી શોભતુંરે, સુંદીર જુમનાં નીર; સુંદીર વ્રજની ગોપીઓરે, માંહી સુંદિર વ્રીજની નાર રમે રંગ૦ ૨ ॥ રતન જડીત પીચકારીઓરે, હરી હલધરને હાથ, કંચન ગાગર સીશનેરે, માંહી સુગંધ ભરી બહુ ભાત ॥ રમે રંગ૦ ૩ ॥ રાધાજીએ જઈને ઝાલીઓરે, સુંદીર શામ શરીર, ફગુવા મગાવી દીધલારે, સહુ સખીઓ કેરે કાજ ॥ રમે રંગ૦ ૪ ॥ શ્રી વંદરાવનને ચોવટેરે, ખેલે ગોપ ગોવાળ; સુરીનર વેરે ફુલડાંરે, માંહી ગાય સખી રૂગનાથ ॥ જોવા જઈએરે૦ ૫ ॥

પદ ૩૬૨ રાગ હોરી

ગોકુલકે રાજા હો ખેલે હો હોરીઆ; લલીતાકો લાગો હો બીરાજે કેસરીઆં. સીર ધરી મટુકી હો, ઉપર ધરી દુણીઆં; દધી બેચન નીકસી હો, કુંવર મન મોહાનીઆ ॥ ગોકુલ૦ ૧ ॥ દધી દોણાં દીએ ઘર જાઓ, ભગર ગોવાલણીઆં, દધી દોણાં કે સોહાઓ, સુનો મન મોહાંનીઆં ॥ ગોકુલ૦ ૨ ॥ મોકુ ફગુવા દોને મગાય, માગત ગોવાલણીઆં; જન સુર પ્રભુકો હો, દે ચલી કુણીઆં ॥ ગોકુલ૦ ૩ ॥

પદ ૩૬૩ મું રાગ હોરી.

રંગ ભીનો રંગીલોરે, છટે પીચકારી; અનીહાંરે લાલ છટે પીચકારી ॥ રંગ ભીનો૦ ॥ ટેક ॥ જુમનાંની નીરે તીરે હલધર વીર, ખેલ મચો અતી ભારીરે ॥ છટે૦ ॥ ભીનીરે ચોલીને હરી રમે હોલી, ટોલે મલી વ્રીજ નારીરે ॥ છટે૦ ૨ ॥ કદમ કમલનો પ્રમલ મેહેકે, ભમર કરે ગુંજારરે ॥ છટે૦ ૩ ॥ સ્વામી દ્વારકાંનો સખીઓમાં શોભે, સુંદરલાલ બીહારીરે ॥ છટે૦ ૪ ॥

### પદ ૩૬૪ મું રાગ હોરી.

બરસાંને ખેલે હોરી ખેલે હોરી ચાલો બરસાંને; વાકે હાથમાં ઢાલ ઢલેચ્યા, લાલાજીકે હાથ ગુલાબછડી ॥ ચાલો૦ ૧ ॥ પંચ વરસકો કુંવર કનઇઓ, સાત વરસ રાધા ગોરી રાધા ગોરી ॥ ચાલો૦ ૨ ॥ હાથમાં થાલ ગુલાલ ફેંટમાં, અબીલ ભરાભર જોરી, લાલા ભર જોરી ॥ ચાલો૦ ૩ ॥ ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેશર ગાગર સીર ઢોલી લાલા સીર ઢોલી ॥ ચાલો૦ ૪ ॥ બંદ્રાબનકી કુંજ ગલનમાં, રાધા મોહનકી જોડી બની લાલા જોડી બની ॥ ચાલો૦ ૫ ॥ ઇત ગોકુલ ઇત મથુરાં નગરિ, બીચ બીચ જમુનાં વેહે થોડી લાલા વેહે થોડી ॥ ચાલો૦ ૬ ॥ સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, અવિચલ રહેજો આ જોડી લાલા આ જોડી ॥ ચાલો૦ ૭॥

### પદ ૩૬૫ મું. રાગ હોરી

સાંમરો મત ડારો પીચકારી, મત ડારો મરજાદસે રહીઓ, અમ હે કન્યા કુંવારી, તુમતો નીરલજ અમ નહી એસે,સુનોગે મુખસે ગાલી ફજેતી હોયગી તીહારી ॥ સાંમરો મત૦ ૧ ॥ એસી હુંસ હૈઆમાં હોય તબ, પરણો ને નઉતમ નારિ, જાઈ પઠાવો જશોદા મૈયા ઘર, અમ હે કન્યા કુંવારી, ઢુંડત વર માત અમારી ॥ સાંમરો મત૦ ૨॥ પરનારીકો પાલવ પકડો, મોહન મન વીચારી; માત પીતા તેરે વરધ હુવેહે, રાજા કંસકો ડર ભારી, કહુ તાકુ સબ વીસતારી ॥ સાંમરો મત૦ ૩ ॥ આગેસે તુમ મેરી ચુંદડીઆ, જીવણ જોરસુ કાહાડી, સુરદાસ પ્રભુ અબ કાં જાવગે, સુણી લોને અરજ અમારી, હાહારે કરતીને પાએ પડતી વગર મુલકી મારી ॥ સાંમરો મત૦ ૪ ॥

### પદ ૩૬૬ મું રાગ ધુંવાર.

બરસાને સાંકડી ગલી પારી મોહન; ખેલન નીકસે ફાગ લાલ પારી મોહન ॥ ૧ ॥ બીચ બીચ કનૈઓ આરોટ પંડો પારી મોહન; પ્યારી રાધાએ લાઓ ઉડાય ॥ લાલ પારી૦ ૨ ॥ અંખ આંજકે કા કીઓ ॥ પારી૦ ॥ વાકે મુખ પર ડારો ગુલાલ ॥ લાલ પારી૦ ૩ ॥ ભાજ કનેઓ જોવા કહે ॥ પારી૦ ॥ તાતે ફગુવા દે ઘર જાય ॥ લાલ પારી૦ ૪ ॥ જુ-

ગત જુગત ફગુવા લીએ ॥ પારી૦ ॥ તાં સુરદાસ બલ જાય ॥ લાલ પારી૦ ૫ ॥

પદ ૩૬૭ મું. રાગ રાયસો.

ઝુલત મોહન રંગ ભરે, ગોપ લીધુ ચઉ ઓર હે; જુમનાં નીર સોહાવનો, વંદરાવન નીજ ઠોર હે ॥ ઝુલત૦ ૧ ॥ શ્રી રાધાજી કરે કીલકારી, તા પાસે સબ સબ સખીઅન હો, જે ગરજત ઘનઘોર, સબ મીલી કરત કલોલ હો ॥ ઝુલત૦ ૨ ॥ તારૂણી માનત ધનસો, ગાવત ગીત સોહાઇ હો, રીઝી રીઝી કરત પીઆ પ્યારી, પ્રફુલીત અતી મન માંહી હો ॥ ઝુલત૦ ૩ ॥ તેસોહી રટત બપૈઆ, બોલત દાદુર મોર હો, નંદ દાસ આણંદ ભયો, નીરખત જુગલકીશોર હો ॥ ઝુલત૦ ૪ ॥

પદ ૩૬૮ મું રાગ રાયસો

ઝુલત રાધા મોહન કાલંદરીકી ઠોર હો; સઘન કુંજ સોહાવનો, લત રાજીત ચહુ ઓર હો ॥ ઝુલત૦ ૧ ॥ લલીતાદીકસી ઝુલાવત, કમલનેન મુખ મોર હો, બોલત બચન અમરીત રસ, નંદદાસ ચીત ચોર હો ॥ ઝુલત૦ ૨ ॥

પદ ૩૬૯ મું રાગ રાયસો

કુંજ સદનમે ઝુલત, દોઉ જન સોરંગ હીંડોરે હો; સીહા સહચરી મીલી ઝુલાવત, હરખીત સબે ચઉ ઓર હો ॥ કુંજ૦ ૧ ॥ રતન જડીત પટોલી બની, ડાંડી સરસ સુરંગ હો, માધવ બેઠા નંદા નંદન, ઓર બ્રખુભાન કીશોરી હો ॥ કુંજ૦ ૨ ॥ કુંજ ગાવત ગીત સબે મીલી, બીચ મોરલીકી અધુર હો; નરત તબ રહી આણંદ ભરી, કોકીલા કર વાર સોર હો ॥ કુંજ૦ ૩ ॥ ભયો હે ઉલાસ કુલાહલ, સઉ જન સુભગ ઠોરે ઠોર હો, બરખત કુસુમ બોહોત માને, સુરપતી સુરીનર નીર હો ॥ કુંજ૦ ૪ ॥ વારત તન મન ધન સબે, જે જે નંદ કુમાર હો; થાવસંતરતકી શોભા, મોપે બરણી ન જાય હો, ગીરીધરનકી છબી ઉપર રામ દાસ બલ જાય હો ॥ કુંજ૦ ૫ ॥

પદ ૩૭૦ મું રાગ રાયસો.

ઝુલત પ્યારી શ્રી રાધીકા, કુંજબીહારીકે સંગ હો; ઝુલાવત હે

લલીતા સખી; ફુલી નખ સુખ અંગ હો ॥ જુલત૦ ૧ ॥ દોઉ ખંભ કં-ચનકે બને ડાંડી ચાર સોહાઈ હો, કંચનકે મરૂવા બને, ચોકી બરની ન જાઈ હો ॥ જુલત૦ ૨ ॥ કોકીલા હંસ ચકોરહી દાદુર કરતહી સોર હો, કોયલ શબ્દ સોહાવનો, મધુરે ટઉકત મોર હો ॥ જુલત૦ ૩ ॥ બાજત તાલ મરદંગહી, ઝાંઝરીકો ઝમકાર હો, શ્રી મંડલ સોહાવનો, બજાવત હે બ્રજ નાર હો ॥ જુલત૦ ૪॥ મુદ મુદ ઘન ઘોરહી, કુસુમની વ્રસટીરે થાય હો, જુગલકીશોરીકુ નિરખત, નાહાનોદાસ બલ જાય હો ॥ જુલત પ્યારી શ્રી રાધકા૦ ૫ ॥

પદ ૩૭૧ મું રાગ રાયસો

હીંડોરો નવરંગી બનો, નવરંગ જુગલકીશોર હો, નવરંગી સબ સખીઅણુ, નવ રંગ નરતન મોર હો ॥ હીંડોરો૦ ૧ ॥ બંદ્રાબન નવ રંગીત, નવરંગી જુમનાંની તીર હો; નવરંગી લતા સોહાવની, નવરંગ ધિર સમીર હો ॥ હીંડોરો૦ ૨ ॥ નવ રંગ કુંજ શોભા બની, જુલત શામારે શામ હો; ઝોતા દેત લલીતા સખી, નીરખત લાજે કામ હો ॥ હીંડોરો૦ ૩ ॥ ગાન કરત સબ સખીઅન, સરવેકો ઉઠત તોરંગ હો; નીરખત નાનોદાસહી, ભયો અતી પ્રફુલીત અંગ હો॥ હીંડોરો નવ રંગી બનો૦ ૪ ॥

પદ ૩૭૨ મું રાગ રાયસો.

સોરંગ હીંડોરે ઝુલેહી ઝુલે શ્રી ગોકુલનાથહો, નઉતમ ખંભ સું-દર બને, ડાંડી ચાર સોહાએ હો ॥ સોરંગ૦ ૧ ॥ પટોલી પરમ સુશો-ભીત, શોભા બરની ન જાય હો; ગાદિ કોમલ મુખમલી, તકીઆ ધરે દોઉ પાસ હો ॥ સોરંગ૦ ૨ ॥ ધોતિ ઉપર કેશરી, કેશરી તીલક સુભાલ. હો; રેખા શામ સુંદર બની; સોહત ભ્રકુટી ભાલ હો ॥ સોરંગ૦ ૩ ॥ કેશ સચીકણ શોભીત, શોભે ટેડી કસુંબી પાગ હો, કુંડલ બને હેમ જડાવકે, ગલ સથલ ઝલકે વીશાલ હો ॥ સોરંગ૦ ૪ ॥ નેત્ર વિશાલ સુ ચીત હરે, મુસતકની પરમ રશાલ હો ગાન કરે ચોદીશ સખી, ચીતવો શ્રી વલભ લાલ હો, તુલશી માલા સુશોભીત સોહત ગુંજાનો હાર હો, કુસમ માલા બીરાજત, સોહે શ્રી વીઠલ લાલ હો ॥ સોરંગ૦ ૬ ॥ આજે

બહુ બીધી બાજહિ, ઝાંઝ મરદંગ અરૂ તાલ હો; શબ્દ શ્રવણ મીલી આવેહી, કરત સબ કલોલ હો ॥ સોરંગ૦ ૭ ॥ દેત આશીશ સબે મીલી, ચરણ જીવો શ્રી રૂક્ષમણી લાલ હો, ગોપાલદાસ નીકટ રહે, ચરણ ધરે માંન માથ હો ॥ સોરંગ૦ ૮ ॥

પદ ૩૭૩ રાગ રાયસો

હીંડોરો ફુલનકો રચ્યો, નંદ મહરકે દવાર હો; જુવતી જુથ મીલી આવહી, ઝુલાવત નંદ કુમાર હો ॥ હીંડોરો૦ ૧ ॥ પવન સરસ સોહાવનો, આયો શ્રાવણ માસ હો; દાદુર મોર ગુક રહે, કોકીલા કુંજ કપાસ હો ॥ હીંડોરો૦ ૨ ॥ ફુલના ખંભ દોઉ બને, ફુલની ડાંડી ચાર હો, ફુલનકે મરૂવા બને, પટોલી પરમ રશાલ હો ॥ હીંડોરો૦ ૩ ॥ ઝુલાવન આઈ શ્રી રાધીકા, સખી સબ લીને સંગ હો; એસી છબી તબ આવહી, ફુલન ભયે સબ અંગ હો ॥ હીંડોરો૦ ૪ ॥ ઝુલાવત હે લલીતા સખી આનંદ અંગ અપાર હો; ચત્રુભુજ પ્રભુ ગીરધરકો, નીરખી જાત બલીહારી હો ॥ હીંડોરો ફુલનકો રચ્યો૦ ૫ ॥

પદ ૩૭૪ રાગ મારૂ.

ઝુલાવત બ્રખુભાન દુલારી, ફુલ હીંડોરો નાહો ડાંડી ફુલ ખંભ ફુલનકે, મરૂવા ફુલ બનાએ; ધરની ફુલ પર રચ્યોરે હીંડોરો, ફુલન બાદર છાઓ ॥ ૧ ॥ આભુષણ પેહેરે ફુલનકે, બ્રખુભાન સુગ ઉર ફુલ, ન ભમરા ગુંજ કરત હે, દામની દમકત ફુલ ॥ ફુલ૦ ૨ ॥ ભમરા ફુલ ફુલનકી ભોપર, સફુલ શીશ છાજે, ફુલન પાગ છબી સબ ફુલી; ફુલ ઝાલ અતી છાજે ॥ ફુલ૦ ૩ ॥ ટીકો ફુલ ફુલનકે બેસર, ફુલની બોરી સોહિએ, માલા ફુલ હાર ફુલનકે, દુલરી ફુલન મોહે ॥ ફુલ૦ ૪ ॥ બાજુબંધ ફુલનકે બાધે, ચુનરી ફુલ બનાઈ; કંકણ ફુલ રહે કર ઉપર, ફુલ ચુંદરીઆ સોહીએ ॥ ફુલ૦ ૫ ॥ સાડી ફુલ ફુલનકે લેંઘા, અંગીઆ ફુલ બીરાજે; બેની ફુલ રહી કટી ઉપર, નીરખી આહીર પતી લાજે ॥ ફુલ૦ ૬ ॥ જેહેર ફુલ ફુલનકે પાએલ, ફુલ અણવટ છબી ભારી; કમલ ફુલ પગ ફુલ બીછુઆ, સુરદાસ બલીહારી ॥ ફુલ હીંડોરો ના હોય૦ ૭ ॥

પદ ૩૭૫ મું. રાગ મારૂ

રૂડો ફાગણ માસ સોહામણો, અની હાંરે અતી ઉડે અબીલ ગુલાલ; તાંતો વેગે મલી સઉ સુંદરી, અની હાંરે મલી શ્રી જુમનાંની તીર આવા બનસીબટના ચોકમાં, અનીહાંરે ઉભા છે હળધર વીર; એને કુંમ કુંમ કેસર ગોળીઆં, અનીહાંરે સંગે ગોવાલા અપારરે ॥ રૂડો૦ ॥ આપણ અરસપરસ હોરી ખેલતાં હનીહાંરે માનુની ધરે છે ધ્યાંન, ત્યાં વાજંતર વાગે ઘણાં, હનીહાંરે વાગે છે મરદંગ તાલ ॥ રૂડો૦ ॥ એની વાંસરિ ઠમકે પાંસરિ, હનીહાંરે એની શોભા વરણી ન જાયરે, અને વાલો તાકી મારે પીચકારીઓ ॥ હનીહાંરે ભીંજાય છે નવરંગ ચીર એને સાંન કરીને સમજાવીએ, મોહે સાંન કરે છે ધાંન, આજો પરેકુલ ઓપતી, હનીહાંરે જઇ ઝાલો હલધરનો હાથ, આ અંગ તે જાજો રંગમાં હનીહાંરે ઘેર છે હલધર વીર, એને પ્રીત પડી તન ઉપર, હનીહાંરે ગંભીરછે નંદ કુમાર, તેમાં સુ કોછો હો નારીઓ, હનીહાંરે આપુછું સોળ શણગાર; રીઝી સઉ વ્રજની નારીઓ, હનીહાંરે દાસ દલપતને દયા કરી. ॥

પદ ૩૭૬ મું રાગ જેજેવંતી

ફુલનકો હીંડોરો બનો, ફુલી રહી જુમના; લન ખંભ દોઉ, ફુલન ડાંડી ચાર, ફુલનકી ચોકી પર, હીરા જગમગ નીમાઈ ॥ ૧ ॥ ચહુદીસ સબ સખી, ફુલો ફુલે સંગના, નંદદાસ પ્રભુ ફુલે, ફુલી રહી અનગના માઈ ॥ ૨ ॥

પદ ૩૭૭ રાગ જેજેવંતી

આજ તો હીંડોરે ઝુલે, છઇઆ કદમકી માઈ; ગોપી સબ ઠાઢી માંનું, ચંદ્રીકા સુદનકી ॥ ૧ ॥ પીતાંબર મુગટ માલ, બનો હે તીલક ભાલ, કુંડલ મુગટ છબી, છુટી અલ કનકી ॥ ૨ ॥ દેખીત રંગીલે નેન, બોલત મધુરે બેન; મોહો હે કોટીક મેના, શોભા દેખી બદનકી ॥ ૩ ॥ બાજત મોરલી ધુની મોહે સુરીનર મુનિ, સંકરસે મા ધુની, તારી છુટી તનકી ॥ ૪ ॥ તન વપીત જેહી ગાવે, તેહી તેહી સુખ પાવે, ભઇ હે મગન શોભા, દેખી શામ ધનકી માઇ ॥ ૫ ॥

પદ ૩૭૮ રાગ કેદારો.

ઝુલત દોઉ લાલન ગીરીવરધારી; દેખત વ્રજ જન મનુહારી;

સંગ રાધકા પ્યારી, ગાવત ઊંચે સ્વર ભારી, કંકની નેપુર ધુની ઉપજત ગતી નારી ॥ જુલત૦ ૧ ॥ ઝોટા દેત લલીતારી, વીવીધ વહે મલીઆરી; મહા સુખ કહે તન બને રમકત રંગ રસ ભારી ॥ ૨ ॥ મંદમંદ ધન ગરજેરી, સુવત સુખકારી, જુગલ રસીક પઠ ગોવીંદ બલી બલીહારી ॥ જુલત૦ ૩ ॥

પદ ૩૭૯ મું રાગ કેદારો.

જુલત દોઉ કુજ કુટીર, કંચન ખંભ હિંડોરે બીરાજત, નરનીતન આતીર ॥ જુલત૦ ૧ ॥ પ્રફુલીત કુસુમ મલીક મુકલીત; રૂચીકર વહેત સમીર; સાર સહસ ચકોર ચાત્રુક, બોલત કોકીલા કિર ॥ જુલત૦ ૨ ॥ સપત સુરન મીલી ગાવતરી, ભ્રખુભાન સુતા બલવિર; ગોવીંદ પ્રભુ ગીરીરાજધરન પીઆ, સુરત સુભટ રન ધીર ॥ જુલત૦ ૩ ॥

પદ ૩૮૦ રાગ વધાઈનો.

નટવરલાલ હીંડોરે જુલે, વાલા જશોમતી માત ઝુલાવેરી ॥ નટવર૦ ૧ ॥ ફુલનકે દોઉ ખંભ મનોહર, ડાંડિ ફુલ ગુલાબી હો; ફુલની ગાદીને ફુલના તકીઆ; ગોપી જુલાવન આવી હો ॥ નટવર૦ ૨ ॥ ફુલનકે માંહી મોર બનાએ, ફુલન ભમર ગુંજાર હો; ફુલનકી દોરી બનાઇ મનોહર, ફુલી બીછાના પથરાવા હો ॥ નટવર૦ ૩ ॥ નંદજુકે દ્વારે રચો હીંડોલો, ગોકુલ ગામ સોહાગી હો, સંગે રાધકા રશીક શીરોમણ, મેતા નરસૈઓ બડભાગીહો ॥ નટવરલાલ હીંડોરે ઝુલે૦ ૪ ॥

પદ ૩૮૧ મું રાગ વધાઈ

સુંદીર રામ હીંડોરે ઝુલે, માતા કઉશલ્યા ઝુલાવે હો; રાજા દશરથ ઘેર રચો હીંડોલો, અવધવાસી દેખન આએ હો; રામ લખમણ ને સંગે સીતા, આનંદ અંગે ના માએહો ॥ સુંદર૦ ૧ ॥ મણી કંચન કે ખંભ બનાએ, ડાંડી સુઘડ સુખડકી હો, સરસ સીંગાસન સોને જડાઉં, માંહી ગાદી તકીઆ બીછાવું હો ॥ સુંદીર૦ ૨ ॥ કાને કુંડળ પેરા અનોપમ, મણી મુક્તાફળ હાર હો, કડા સાંકળા ને વેડને વેંટી, બાએ બાજુબંધ સાર હો ॥ સુંદર૦ ૩ ॥ સીતાજીને શણગાર સોલે, રામ સંગ સીતા ઝુલે હો, ઝુલે ઝુલાવે સબ મન ભાવે, તુલશીદાસ જશ ગાવે હો ॥ સુંદીર રામ હીંડોલે ઝુલે૦ ૪ ॥

પદ ૩૮૨ મું રાગ માલવ ગોડી

આજ કોણ હીંડોલે ઝુલે છે, ઝુલે છેરે ગોપી ફુલે છે ॥ આજ૦ ૧ ॥ નંદજીકો લાલ બ્રખુભાનકી બેટી, કુંવર કનૈઓરે ॥ આજ૦ ૨ ॥ ફુલનો હીંડોલો બનાયો અનોપમ, ફુલડાની વાડીરે હો, ત્યાં પ્રભુ ઝુલેછે ॥ આજ૦ ૩ ॥ વંદ્રાવનકી કુંજ ગલીમાં, નટવર ઝુલારે હો, ગોપી ઝુલા ॥ આજ૦ ૪ ॥ ફુલ્યુ ગોકુલ ફુલ્યુ વંદરાવન, ફુલો નરસૈયો હો, ગુણ ગાઇ ફુલે છે ॥ આજ૦ ૫ ॥

પદ ૩૮૩ મું રાગ માલવ ગોડી

કનઇઓ હીંડોલેરે ઝુલે, ગોપી જુલાવન આવી હો, સરવે ગોપીઓ નાવા ચાલી, જુમનાજીની તીરે હો ॥ ૧ ॥ ગોપીઓના વસ્તર લેઇને, ચડે કદમને ઝાડે હો, સરવે ગોપીઓ ચીરજ માગે, કનૈઓ બતાવે ટીકો હો ॥ કનૈઓ૦ ૨ ॥ કાલાવાલા સહુ કરે છે, આપો અમારા ચીર હો, નરસૈયાનો સ્વામી શામલીઓ, ગોપીઓને લાડ લડાવે હો ॥ક૦૩॥

પદ ૩૮૪ મું રાગ માલવ ગોડી

હીંડોલો જુમનાં કીનારે મચાયો, સુક સનકાદીક મુનીવર નારદ કનૈઓ દેખન આએ ॥ ૧ ॥ માતા જશોદા જુલાવત દેખે, બડી લુટ અમ પાએ, ગોપીઓ સરવે ટોલે મળીને, કનૈઓ બીચમાં ગેરાયો ॥ ૨ ॥ કનૈઓ રાધા ગોપી કનેથી, વચકલીને ભાગો, નરસઇઆએ તે જોઇને મન ઘણું મકલાણોરે ॥ હીંડોલો૦ ૩ ॥

પદ ૩૮૫ મું રાગ માલવ

સાને કાજે એ સહુ મલી આવાં, સું છે તમારે કામરે, પતીવ્રતાનો ધરમ નહીરે આવોને તમારે ઠામરે. ॥ સું છે૦ ૧ ॥ મોહન કેરાં વચન સાંભળો, નીચુ નીહાલે બાલીરે, મુખ આગ લઈને મન વિમાસે શું કહો છો વનમાલીરે ॥ સાંને કા૦ ૨ ॥ ગદ ગદ કંઠે વચન પ્રકાશે, તમે સાંભળો દેવ મોરારીરે, ભુધર અમને નહી ભજ્જે તો, તજસુ દેઇ અમારીરે ॥ સાંને૦ ૩ ॥ અંતર પ્રીત જાણીને હરી હસીઆ; રૂદીઆ ભીતર લીડીરે, પ્રેમ ધરી નરસઈઓ નીરખે, સરખા સરખી જોડીરે ॥ સાંનેકાજે સહુ મલી આવાં શું છે૦ ૪ ॥

### પદ ૩૮૬ મું. રાગ માલવ.

શ્રી વંદરાવનમાં રમત માંડી, ગોપી ગોવીંદ સાથેરે; માંહો માંહી હાસ કરતાં, તાલી દે છે હાથેરે ॥ શ્રી વં૦ ૧ ॥ પીતાંબરની પલવટવાળી કંઠે એકાવળ હારરે, ઝાંઝર ઝમકેને ઘુઘરી ઘમકે નેહેપુરનો ઝમકારરે ॥ શ્રી વં૦ ૨ ॥ સોલ સહસ્ર ગોપીને માધવ, એક એક પ્રીતે નાચેરે, અમર આશીશ દેતા ઉભા, ચરણ રેણુને જાચારે ॥ શ્રી વંદરાવન૦ ૩ ॥ નાહાના ભાત પટોલી પહેરી, ચોળી સુંદર દીસેરે, મોહન મુસતક સોહે રાખડી, કાને કુંડળ લટકેરે ॥ શ્રી વંદરાવન૦ ૪ ॥ ખેલ મચો રહ્યો રસ ભારી, મુની જનનાં મન લટકેરે, પુસ્પ વરસાદ તાંહાં થાયરે, નરસઈઓ તાંહાં હોયરે ॥ શ્રી વંદ્રાવન૦ ૫ ॥

### પદ ૩૮૭ મું રાગ માલવ.

શ્રી વંદ્રાવનમાં વીલસે વીનતા, મધુરે મધુરે કરે ગાનરે; કંઠે પર સપર બાંવડી નાંખે, સામાં સામ સોહાવેરે ॥ શ્રી વં૦ ૧ ॥ અંબર અબલાના ઉરથી ઉડે, નાચે નારી રંગેરે, અધર અમરત પાંન કરેરે, વાહાલે ભીડી અંગેરે ॥ શ્રી વં૦ ૨ ॥ છેલ પણા છેડા સંભાલે, મુખ મરકલડાં કરતીરે, ભુલી ભાંમની કાંય ન સુજે, મોહન સંગે માહતીરે. ॥ શ્રી વં૦ ૩ ॥ ચંચલપણુ ચતુરાનું દેખી, જુવે નાથ નીહાલીરે, નરસઈઓ તાંહાં સુખ સાગરમાં, માલે અબલા બાલી ॥ શ્રી વં૦ ૪ ॥

### પદ ૩૮૮ મું રાગ માલવ.

ધન ધનરે વંદરાવનની શોભા. ધન ધન આસો માસરે, ધન ધન ક્રસન તણી એ લીલા, ધન ગોપી રમે રાસરે ॥ ધન૦ ટેક ૧ ॥ સણુંગટડામાં સાંન કરતી, માનુની મોહો ઉપજાવેરે; હલવે અંગ મરોડે અતી અબલા, નઇણે નેહ જણાવે અબલારે ॥ ધન૦ ૨ ॥ કંઠે કોકીલા શબ્દ ઓચરે, નઉતમ નેહ ઉપજાવેરે; મગન થઇને મોહ પમાડે, ગાંધરવ ગાંન હરાવેરે ॥ ધન૦ ૩ ॥ અમર કોટ તેત્રીશ મલીને બ્રમા ઈંદ્ર સંગેરે; જેએ જેએકાર કરે તે ઉભા, પુસ્પ વ્રસટી કરે પાનરે ॥ ધન૦ ૪ ॥ ધન ધન ક્રશ્ન તણી એ લીલા, ધન એ રસમાં મહાલેરે; ઉમીઆ વરની બેહેલડી એ વલગી, નરસઇઓ દીવી ઝાલેરે ॥ ધન૦ ૫ ॥

પદ ૩૮૯ રાગ માલવ

શ્રી વંદ્રાવનમાં નાચે નરહરી, ગોપીસુ પરહરીઓરે, પીતાંબરની કાછ કાછની, મોર મુગટ શીર ધરીઓરે. ॥ શ્રી વંદ્રાવન૦ ૧ ॥ તેહેજલકે કુંડલ બહુ જલકે, કંઠે મોતીનો હારરે; કટી મેખલા સોહે શાંમને, ઘુઘરીનો ઘમકારરે ॥ શ્રી વંદ્રા૦ ૨ ॥ ઝાંઝર નેપુર બલકે કાંબી, કંઠ પરસપર હાથેરે, ધઈ ધઈ ચુંબન લે આલીંઘન, ગોપી ગોપી નાથેરે ॥ શ્રી વં૦ ૩ ॥ તાલ મરદંગ વેણા નેત્ર ઉપર, ધીરજ વાજાં વાગેરે, થેઇ થેઇ થેઈકાર કરીને, નાદે અંબર ગાજેરે ॥ શ્રી વં૦ ૪ ॥ અબીલ ગુલાલ ઉડાડે અબલા, ચાંપાં ચોસર લેકેરે; વેણી વેલી કસુંબી સુંદર, ચુવા ચંદન બેહેકેરે ॥ શ્રી વં૦ ૫ ॥ પ્રેમ ધરીને પાલવ તાણે, હરસુ હાંસી કરતારે, લીલાવટ ટીલડી નેણાં સમારી, નાકે અનોપમ મોતિરે ॥ શ્રી વં૦ ૫ ॥ નંદની ગોખ ઉલટ અતી વાધો, પુસ્પ વ્રષ્ટી તાં થાયરે લોટ પોટ તાંહાં થયો નરસૈંયો, સંભુ નાથ તાંહાં પોસાયરે ॥શ્રી વં૦ ૭॥

પદ ૩૯૦ રાગ માલવ

લટકાલોરે મોહનલાલ વારી તારા લટકારેરે ॥ ટેક૦ ॥ લટકે વામણ રૂપ ધરીને, આવા બલીને દવારરે ત્રણ ડગલાં અવની ભરીનેરે બલી ચાંપો પાતાલ ॥ મોહી તારે૦ ૧ ॥ લટકે ગોકુલ ગાયો ચારીને લટકે પલવટ વાલીરે, લટકે જલ જુમનામાં પેઠા, લટકે નાથ્યો કાલીરે ॥ મોહી ૨ ॥ લટકે ગીરી ગોવરધન તોલ્યોને, લટકે બાઢો બંસરે, લટકે જઈ દાવાનળ પીધો, લટકે મારો કંસ ॥ મોહી૦ ૩ ॥ લટકે રઘુવર રૂપ ધરીને, આજ્ઞા પીતાની પાળીરે, લટકે ગઉતમ નાર અલ્યા જાય ઓધારીરે ॥ મોહી૦ ૪ ॥ લટકે સાહર પાજ બાંધીને, લટકે સેના ઉતારીરે, લટકે રાવણ રણમાંરે રોલો, લટકે સીતા વાહાલીરે ॥ મોહી૦ ૫ ॥ હેવા હેવા લટકા છે ગણેરાને, લટકા લખસણ કરોડરે, લટકાલો નરસઇઆનો સ્વામી, હીંડે મોડા મોડ ॥ મોહી૦ ૬ ॥

પદ ૩૯૧ મું. રાગ માલવ

વારીસમાં માતાજી મુજને, નંદ તણા સુત નાથ ભજો, બ્રમાદીકને મોહ ઉપજાવે, અમો અબલાનું સુંરે ગજુ ॥ વારી૦ ૧ ॥ ધન ધન

સાહેલી પેહેલી, હરખી હરિ સંગ રાસ રમે, હસતુ મુખ હરજીનુ રે જોતાં મલકલડે ભવ તાપ સમે ॥ વારીસ૦ ૨ ॥ આડા આંક જો કાહાડે માતા, જાવા દે જદુનાથ ભણી, રંગ ભેર રાસ રમે રાધા વર, સખીઓ સરવે મલી છેરે ઘણી ॥ વારીસ૦ ૩ ॥ લોક કહેસે તે સહીસુ રહીસુ, દુરીજનને શીર ડાભો પગ, નરસૈઆના સ્વામી સંગ રમતાં, મને ઉલટ વાધો અંગ ॥ વારીસમાં૦ ૪ ॥

પદ ૩૯૨ રાગ માલવ

શ્રી વંદ્રાવનમાં રચો અખાડો નાચત ગોપીને ગોવાલો; તાલ પખાજ વાજાં બાંસુલી, તાંન મીલાવે સાંમલીઓ ॥ વંદરા૦ ૧ ॥ સુંદીર રાત વાલા શરદ પુનમની, સુંદીર ઉદિઓ હરી ચંદરે, સુંદર ગોપીને કંચન માલા, મરકટ મણી ગોવીંદરે ॥ શ્રી વંદ૦ ૨ ॥ જલકત કુંડલ રાખડલીરે, કંઠે ઉર મોતીનિ માલરે, રૂમઝુમ કરતાં નેપુર વાજે, મરકલડાં કરતી બાલારે ॥ શ્રી વં૦ ૩ ॥ હરખા સુરી નર દેવ મુનીજન; બરખે કસુમ વીમાંનારે, જોએ જોએ દેવ દેવકીનંદન, નરસઇઓ તાંહાં દીવટીઓરે ॥ શ્રી વંદરાવન૦ ૪ ॥

પદ ૩૯૩ મું રાગ હસી

આવી સરદની રેણ સોહામણી હાંરે શશી સુંદીર ઉદીઓ ચંદ તારે મંડલ સરવે ખીલીઉંરે, હની હાંરે વાધો તે અતી આનંદ, વેણુ નાદ કરે મધુવનમાં, હની હોરે તેનો શબ્દ ગયો તીન લોકમાં, સુરીનર જોવાને આવીઆ, હનીહાંરે મુકીને સરવે શોક ॥ આવી શરદની રેણુ સોહામણી૦ ૧ ॥ મધરાતે વગાડે મોરલી, હની હારે સર સરવે સાંભળી આવી ત્રીજ નારી, રોવતાં તે મેલાં છોરૂડાં, હનીહારે નીસરીઆં તેની વાર, ॥ આવી૦ ૨ ॥ એક મંદિરમાં હતી કામની, હનીહાંરે સાંકલી વાસી દવારે, તેતો તાલુવો ફાડીને નીસરી, હનીહાંરે સઉ આગળ આવી નાર ॥ આવિ૦ ॥ ગઉ દોવી મેલીરે ગોપકા, હની હાંરે સઉ ચુપે ચાલી જાય; અવલાં તે આભરણ પેરીઆં, હનીહાંરે અંગે તે આણંદ ના માય ॥ આવિ૦ ॥ એક પાએ તે બાજુ બાંધીઆં, હનીહાંરે કરમાં તે ફુલ લેઇ; એક સાથે તે કાજલ પુરિઆં, હનીહાંરે નેણાંમાં સીંદુર દેઈ ॥ આ-

વિ૦ ॥ સઉ ટોલે મલીને આવીઆં, હનીહાંરે જાં બેઠા શ્રી ગોપાલ; નરભે ગોવીંદ પ્રભુ બોલીઆં, હની હાંરે ઘેર જાઓ સહુ વ્રીજ બાલ ॥ આવી૦ ॥ પદ ૧ ॥

પદ ૩૯૪ મું રાગ હસી

પાતલીઓજી પ્રીતે પુછતાં, હનીહાંરે સખી સું છે તમારે કામ; મધ્ય નીશાએ માનની, હની હાંરે સહુ જાઓ તમારેઘેર ॥ પાતલીઆં૦ તમે માત પીતા સુત મેલીઆં, હનીહાંરે મેલી લોકડીઆંની લાજ; દોવી તે મેલીરે ગાવડી, હનીહાંરે કામની કેમ આવી આજ ॥ પાતલીઓ૦ ॥ કો ગોકુલમાં તે શું થયું, હનીહાંરે સાચુ કો મુજને આજ, ભોવન મુક્રી રો ભામની; હનીહાંરે પુતને ક્રીધાં તાજ ॥ પાતલીઓ૦ ॥ સઉ જોવાને વ્રીજ વીનતા; હની હાંરે ચંદ્રકાન ખીલાવન; મારૂં દરશન કરો માનુની, હનીહાંરે ઘેર જાવો ભોવન ॥ પાતલીઓ૦ ॥ તમે આંઇથી સરવે સંચરો, હનીહાંરે નીત લેજો મારૂ નામ; મુજને તે ધ્યાનમાં ધારજો હનીહાંરે તેથી સરસે તમારાં કાજ ॥ પાતલીઓ૦ ॥ નારી તે ધરમનહી હનીહાંરે નીસરીઆં અંધારી રાત; હું કહુંછું તે જઇને કરો; હનીહાંરે તમે સાચી તે માનો વાત ॥ પાતલીઓ૦ ॥ એલી કામ તે સરસે કાંમની હનીહાંરે તમે ઉતરસો ભવ પાર નરભે ગોવંદ પ્રભુ બોલીઆ, હનીહરી ઘેર જાઓ સઉ વ્રીજ બાલ ॥ પાતલીઓજી પ્રીતેરે પુછતાં૦ ॥

પદ ૩૯૫ મું રાગ હસી.

ઘણા વાહાલા ગીરધરલાલજી, હનીહાંરે એસું બોલા સુંદર શાંમ આસા ભરા અમે આવીઆં, હનીહાંરે મનમાં છે મોહોટી હામ ॥ ઘણા૦ ॥ ગદ ગદ કંઠે બોલીઆં, હનીહાંરે આંખડીએ આંસુ ધાર, તમ શરણુ અમો આવીઆ, અનીહાંરે કરો તીરસકાર; ॥ ઘણા૦ ॥ વેણ નાદ તમારો સાંભળી, હનીહાંરે એ ત્રણ લોક મોઝાર; વાલ વાહાલા તમારૂં જોઇને, હનીહાંરે મોહી તે સરવે નાર ॥ ઘણા૦ ॥ મોહનજીએ મનમાં વિચારીઉં, અનીહાંરે જોઓ વ્રીજ વીનતાનો ભાવ; ફરી નહી આવે એ દમવા, અની હાંરે ફરી નહી આવે આ દાવ ॥ ઘણા૦ ॥ નહી ત્રણ લોકમાં નારીઓ, અની હાંરે કોઇ વ્રીજ વિનતાને તોલે; પાછાં નહી જઈએ નાથજી, અનિહાંરે એવા મુખથી બોલા બોલ ॥ ઘણા૦ ॥ ક્રીરપા

કરોને કાંહાંન કાંહનજી, હનીહાં રે અમો જનમો જનમની દાસી; આસ ધણી આંણી અલબેલડા, હનીહાં રે રાખોને તમારી પાસ; હસી વચન હરજી બોલીઆ, હનીહાં રે દઆ કરો દીન દયાલ; નરભે ગોવંદનો નાથજી, હાં રે ગોપી વરણ રૂપ રસાળ ॥ ધણા વહાલા ગીરધર લાલજી ॥

પદ ૩૯૬ મું રાગ હસી

નટ વેસ થયા માહારા નાથજી, હનીહાં રે તે શોભા કહીનવ જાય પીલાં પીતાંબર પેરીઆં, હનીહાં રે અંગે આણંદ ન માય ॥ નટ૦ ॥ એક મુસતક મુગટ સોહામણો, હનીહાં રે વાલાને કુંડળ ઝલકે કાંન; સઉ સખીઓ તે ગોરે રૂપ છે, હની હાં રે સાંમલીઓ ભેને વાંન ॥ નટવેસ૦ ॥ રેણી મળીને શોભે વિજલી, હનીહાં રે તારામાં શોભે ચંદ રે, જેમ કમલ ખીલાં શોભીતાં, હનીહાં રે તેમ ગોપીમાં ગોવીંદ ॥ નટ૦ ॥ ચોરાસી વન શોભી રહ્યું, હનીહાંરે પુરવના વાયુ વાય; ચાલા તાંતે ચંદ્ર થંભી રહ્યા, હનીહાંરે જુમનાજી જોવા ધાય ॥ નટ૦॥ ધન ધન શોભા શી કહું હનીહાં રે ધન ધન શ્રી વંદરાવન; જોગેશ્વર પાર ના પામીઆ, હનીહાં રે પ્રિતે પામે ગોપી જન ॥ નટ૦ ॥ એવી અદભુત શોભા ત્યાં બની, હનીહાં રે જોઈ રીઝીઆ ઉભીઆ ઇશ; ધન ધન વ્રીજ વીનતાને શું કહું, હનીહાં રે સંગે છે શ્રી જુગદીશ ॥ નટ૦ ॥ સઉ સખીઓ તાં ભેગી થઇ, હની હાં રે મનમાં તે વાધુ માન; નરભે ગોવીંદના નાથજી; હનીહાં રે તરત થયા અંતરધાન ॥ નટ૦ ॥

પદ ૩૯૭ મું રાગ હસી.

માહારો વાલોજી મેલીને ગયા, હનીહાં રે સરવે તે વ્રીજની નારી, અંતરધાન થયા અલબેલડો, હની હાં રે ક્ષણુ ન લાગી વાર ॥ મારો૦ ॥ તાપ પામી તે સરવે સુંદરી, હનીહાં રે અતી સુખ પેલુ જોઇ, તરૂવરને પુછે એ પ્રેમદા, હનીહાં રે મારો નાથ બતાવે કોઇ ॥ મારો૦ ॥ આસોપાલવને પુછતાં, હની હાં રે ભોમીને કેહે છે વાત; કારજ સાધુ તાહરૂ, હની હાં રે ફરે ચઉદ લોકનો નાથ ॥ મારો૦ ॥ પીપલ કાંટા વાડને હનીહાંરે પુછેછે બધું વેણરે, તોહ નાથને દિઠા નહી, હનીહાં રે પરતાપ પામી માનની ॥ મારો૦ ॥ પાતલીઆના પગલાં દીઠેલાં, હનીહાં રે દેખી આવે

નદીણે નીર, આને મારગે મોહોન નીસરા, હનીહાં રે સાંમલીઓ શાંમ શરીર ॥ મારો૦ ॥ ઊદ્ધવે તે દીઠા નાથને, હનીહા રે મનનો તે ભાગો ઉચાટ; એકલડી અબલા લેઇને, હની હાં રે નીસરિઆં એની વાટ; સઉ સખીઓ મનમાં વીચારતી, હની હાં રે હરજી ના આવ્યા હાથ, નરભે ગોવંદના નાથજી, હની હાં રે અમને મુકા વન વાટ ॥ મારો૦ ॥

પદ ૩૯૮ મું રાગ હસી.

એક નારી તે લેઈને ચાલીઆ, હની હાંરે તેને અંગ ઘણો હંકાર, સઉ સખીઓમાં હું વાહાલી ઘણી, હનીહાં રે મનમાં કરતી વીચાર ॥ ॥ એક૦ ॥ મુજ સરખી કોઇ વહાલી નથી, હની હોરે ખભે બેસાડી બાલને, મનની વાતો મોહને જાણી, હની હાંરે વાર લગાડી વાલાના લાડમાં ॥ એક૦ ॥ આતુરતા થઈ મનમાં ઘણી, હની હોરે સું થાસે શ્રી ગોપાલ્ર આવિને થઇ સહુ એકઠી, હની હાં રે ઉતારી તે તો બાલ ॥ એક૦ ૪ ॥ સહુ સખીઓ ટોલે મલી, હની હાંરે આવી છે જુમનાં તીરે, નાથે તજારે તેતો દિઠા નહી, હની હાંરે નઇણામાં આવું નીર ॥એક૦॥ તમે પરથમ મારી પુતના, હની હાં રે તેનુ કીધી પેપાન, અગાસુર દહિત વીડારીઓ, હની હાં રે આવેછે શ્રી ભગવાન ॥ એક નારી૦॥ વાલા ઇંદર જ્યારે કોપીઓ, હની હાંરે ધરો ગોવરધન કરમાંહી, શ્રી ગોકુલ રાખુ રેલતુ, હની હાં રે સહુ વ્રીજની કીધી સાય ॥ એક૦ ॥ ભરમાદીકે વાછરૂ હરાં, હની હાંરે નવા કીધાં તેની વાર, નરભે ગોવીંદના નાથનો, હની હોરે એનો કોઇએ ના પામે પાર ॥ એક નારી લેઇને ચાલીઆ. ॥

પદ ૩૯૯ મું રાગ રેંટીઓ.

હાંરે તન રેંટડો સત ગુરૂ પરતાપે સુતર ફરવા લાગો, થઇ મેરે થઈ મેર ઘણી ગુરૂ દઆથી દલનો ધોખો ભાગો ॥ટેક॥ હાં રે શુભ કરમ કશી રેંટા કીધો, તેતો સુતરે સુતારે ઘડી દીધો, બીધી માંનુનીએ માની લીધુ ॥ તન રેંટ૦ ૧ ॥ પચરંગી પાંખડીઓને આરા, થાંભલીઓ તોરણીએ સારા, ચીત ચપર ચમરખે રંગનારા ॥ તન રેંટ ॥ ઉઢાંણી અતર શીર સોહે, એને અદકુ ઉદક અજન જોએ, દસ દાંમણીઓ સુંદર સોએ ॥ તન રેંટ૦ ૩ ॥ હાં રે સા સાચે તનની મધ માં રે ફરે, પ્રેમે પુ-

ણીએ લઇને પરસ કરે, તંતુ તરવેણીમે તરખ ફરે ॥ તન રેં૰ ૪ ॥ મન માંકડી ચોકસ કરીએ, ઘર મેલીને પરઘેર નવ ભમીએ, એક ધાંન ગુરૂ કેરૂ ધરીએ ॥ તન રેં૰ ૫ ॥ કુલવંતી નાર કમાએ ઘણું, જેને ધાંન છે સત ગુરૂ સંત તણું; તેને સેજે આવે સીમંતપણું ॥ તન રેં૰ ૬ ॥ કહે પ્રિતમ પરગટા પુરણ દસા, રસીઓજી રૂદીઆ માંહી વસા, પેલા દુરજનીઆ તે દુરે ખસા ॥ તન રેટીડો, સતગુરૂ પરતાપે સુતર ફરવા લાગીએ૰ ૭ ॥

પદ ૪૦૦ મું રાગ

સત ગુરૂ મેરા શીર ધણી, નરભે નામ સુણા, ચોટા લાગી શબદની, તોડા ભરમના તાલા; તીમર અંધીઆરા મીટગયા, નીરભે ભયા ઉજઆલા, તખત તરવેણીના ઘાટમાં, ગુરૂએ જ્ઞાન બતાયા; હંસે હીરા પારખા, દ્વિવે દીવા જગાયા, અકલ સરૂપી આતમા, સોહંગ શબદ સુણાયા, એ દેહી સુજાણે તે દુર હે, ઘટ ભીતર પાયા, દાસ જાણી દયા કરી, સુખ સંપત પાયા, લાલ દાસ રંગ મેહેલમાં, તાંહાં તેરા ગુણ ગાયા,

પદ ૪૦૧ મું રાગ વેલ.

વંદરાવનની વેલ જોઇએરે મોહ લાગો; એક વેણુન તાડી જઇ વાલાજીને કહીએરે મોહ લાગો; વરખ વેલેને સુંદીર જુમનાં તીરરે મોહ લાગો; એવા રસીક હોય તે લીલા મનમાં ધારેરે મોહ લાગો, એક એક ગોપીને એક એક સંગે કાહાંનરે મોહ લાગો, વંદ્રાવનમાં ગોપીઓ માગે માંનરે મોહ લાગો, જલો તાંતો થીર રહો છે ચંદરે મોહ લાગો એવા આણંદકારી દીસે કરણા નંદરે મોહ લાગો. વેણુ વગાડી વશકીધિ વરજની નારીરે મોહ લાગો; સાંમી રાજા રામનીસંગે લાગીતાલીરે મોહલાગો.

રામકૃશ્ન મેતાની માલા લખી છે.

પદ ૪૦૨ મું. રાગ કેદારાની દેસી

તમે માલા કહાં ઘડાવીરે ગુજરી ગોકુલની, તેહેને વીવીધ ચુનીઓ જડાવીરે ॥ ગુજ૰ ૧ ॥ હઇએ હઇએ મેલીને પુછે નાગર નંદ કુમારરે, આ માલા તમે અમને આપો, લોને સાટે હાર ॥ ગુજરી૰ ૨ ॥ ગુજરી મુજને રડ લાગી તેને જડીઆ નંગ અમુલરે, સંપત સઘળી ચઉદ લોક-

ની નહી કોઇ એને તોલ ॥ ગુજરી૦ ॥ મનમાં સું વીમાશણ આણે, તમને નહી કોઇ વારેરે; ત્રણ લોકમાં તમને હુંથી નહી કોઇ બીજો સારરે ॥ ગુજરી૦ ૩ ॥ હાર આરોપીને માલા લીધી, વાત સઘળી સીધીરે, રામક્રક્ષ પ્રભુ વાલ ધરીને, આપ સરીખડી કીધી. ॥ ગુજરી૦ ૪ ॥ પદ ૧ ॥

પદ ૪૦૩ રાગ ઉપરનો

તમે આવડા ના થાવો લેરીરે, હરજી હુંશીલા; મેં કદીએ નથી પેરીરે, હરજી હુંશીલા, મોટી હુંશ કરો મન મોહન, માલા હવડાં ઘડાવિરે, માહા રૂપ જોઇને મન મોહુ, મન તમારે મન ભાવીરે ॥ હર૦ ૧ ॥ એકેકુ નંગ ક્રોડ ક્રોડનું, સઘલીનું સું મુલરે, રાજના ઘરની સઘલી સંપતી, તે ના આવે એના તોલ ॥ હર૦ ૨ ॥ નવલડી દેખી મન ચલીઉ સમજી ગ્રહી છે શાંમરે, વારે વારે સું જુવો તમે, એ અમને કો સાંમ ॥ ॥ હર૦ ૩ ॥ પ્રીતે તમને સુંપું તન મન, પ્રાણ તણો આધારરે; રામક્રક્ષ પ્રભુ એહુ રાખો માલા હીરાનો હાર ॥ હરજી૦ ૪ ॥ પદ ૨ ॥

પદ ૪૦૪ મું. રાગ ઉપરનો

તારે સાસુ નણદલ ખીજેરે, માલા લોનેરે, તારે સહુનું મન પતીજેરે, સહાય લીજેરે, મારે કંઠે સાને આરોપી, લોને તમારી ગોપીરે, દુરીજનીઆં મલી અટક બોલે, દીન દીન લજા લોપીરે ॥ માલા૦ ૧ ॥ તમ પાખી તરૂ સુણ પ્રેમદા, મારી શી છે ખોટરે, તમ પુંઠે હું ફરતો હીંડુ, લાગી પ્રેમની ચોટ ॥ માલા૦ ૨ ॥ કોહો તેવા અમર પેરાવું, ભુષણ વીવીધ ઘડાવુંરે, જે નામ લે વઇકુંઠ અલકાપુર; તેવા નંગ જડાવુંરે ॥ માલા લો૦ ૩ ॥ હું તો મારા ભાવનો ભુખો, સું આપુ તને સાટેરે, રામક્રસ્ન પ્રભુ વાહાલા ગોપીને, નીત નીત મલજો વાટે રે ॥ માલા લો૦ ૪ ॥ પદ ૩ ॥

પદ ૪૦૫ મું રાગ ઉપરનો

તારિ માલા કાં ગઇ આજ, સહીયર ગોરિરે; સખી આલી ગાલો કાંન માલા ચોરી રે, નટવર નાહાતાં ઉપર આવે, એને એવી ટેવરે, અંબોડેથી માલા લીધી, ચરીત્ર ન જાણે દેવ ॥ માલા તારી૦ ૧ ॥ જોર કરીને છેડો ઝાલુ, વીપ્રીત સરખુ કાજરે, નીત નીત આવી આલ કરે છે,

નીર્લજને નહીં લાજ ॥ માલા૦ ૨ ॥ કોઈ સનમુખ હું દ્રષ્ટી ન મેલું, હીંડુ સણઘટ વાલીરે, વણ બોલાવ્યો સામું ભાલે, વાંકડીઓ વનમાલીરે માલા૦ ૩ ॥ સાસુ મારા ઉપર શાંણી, નણદિ નાટકારીરે, ફુલ પડેને ચો-સર ગુંથે, કેડ ના મેલે મારીરે ॥ માલા૦ ૪ ॥ પરણ્યો માહારો જો જાણે તો, રેહેવાનો નહી ઠામરે, રામકૃશ્ન પ્રભુ એવો રશીઓ, શીધાં પોતાના કામ ॥ માલા૦ ૫ ॥ પદ ૪ ॥

પદ ૪૦૬ મું રાગ ઉપરનો

જોઇને નણદી બોલીરે, વિરા વહુને વારોરે, પેલા નંદ કુંવરની કોટેરે, સનમુખ પધારોને, અમુલખ માલા એને ઘડાવીરે, તે વહુએ ના જાણીરે, કાંનુડાનિ કંઠે આરોપી, વાત કહી એક કાણીરે ॥ વહુને૦ ૧ ॥ નાના ભાઇડા દે મેણું, શીખાંમણ લેશ ના લાગીરે, વનમાલીસુ વાહાલ થઉ, તે વાત સગલી જાણુરે ॥ વહુને૦ ૨ ॥ વહુને નંદકુંવરને સુ પોકે, મોહનમાંહ રાખોરે, મોહની મંત્ર એની પાસે, મોહી લીધો જગ આખોરે વહુને૦ ૩ ॥ કંથ રીઝોને કુણસણે આંણી, ધન ધન એ ધણીઆંણીરે, રામકૃશ્ન પ્રભુ સહુને દુર્લભ, તે તો રસ તુ માણીરે ॥ વહુને૦ ૪ ॥

પદ ૪૦૭ રાગ ઉપરનો

તુતો દીન દીન ઢંગે રેહેજેરે, ઘેહેલી ગોરાદે, તેતો અમુલખ હીરો હોરોરે, જાણું જુગમાંતે, કંથ કહે સાંના સમજો, દોહલો છે સંસારરે, સહુકોકેહેછે તમારી વહુને વાહાલો નંદકુમાર ॥ ઘેલી૦ ૧ ॥ જો તારૂ મન તાંહરૂ નોતો માન હુ આપુ વીદાયરે, મુજને જલ લોટો આપો નહી, પ્ર-ભુને પડતી પાય ॥ ઘેલી૦ ૨ ॥ જે જે ઘરાણું તુજને ઘડાવુ, તે સહુ તેને ચડાઆં, અમુલખ માલા હરીને પેરાવા, કેમ અલી મન ચલાવાં રે ॥ દેહી તણો તુ સાંમી માહારો, જીવ તણો કાનરે, જેનું મન જે સાથે માંનુ, લોભ નાં જાણો સાંન ॥ ઘેલી૦ ૪ ॥ સાસુ નણદી દિઅર દેરાંણી, કંથ કરે મન હારિરે, રામ કૃશ્ન પ્રભુ વાહાલા માટે, અમને વાહાલી નારી ॥ ઘેલી૦ ૫ ॥ પદ

પદ ૪૦૮ રાગ ઉપરનો

સાસુ પુછે વહુ વાત, માલા તારી કાંહાં ગઈરે; મેં કાલની કંઠે

નથી ભાલીરે ॥ માલા૦ ॥ લાડકડી વહુ તારિ માલા, કાનજીની કોટે દીઠીરે, આવડી ડાહી તુને કોણે વાહી, સાચુ કહેને વહુ મીઠીરે ॥ માલા૦ ૧ ॥ સાટે સુ એણે તુજને આપુ, કે કીધો ઉધારોરે, ભીડ પડે ઓથે નહી આવે, મોટો કાંમણગારોરે ॥ માલા૦ ૨ ॥ તુ નાની તે ચંચલ વેષે, નરનો સંગ ના છાજેરે, હરી સંગાતે હસતાં દેખી, હઇડુ મારૂ દાઝેરે ॥ માલા૦ ૩ ॥ હાંણ થયાનું દુખ નહી વહુજી, હરી પેધો તે માટેરે, રામ ક્રક્ષ પ્રભુનો રસ પીતાં, કોઈ નાં છુટે નાઠેરે ॥ માલા૦ ૪ ॥

પદ ૪૦૯ રાગ ઉપરનો

મારી બઈજી મને છે હાંમ, સમ હું ખાઇસરે, મારી નણદિને નહી ગમે તો મહીઅર જાઇશરે, બુધ વીના માલા મારી, ટોડલીએ ભરાવીરે, ઘેલી શ્રીગરજ લાગી, પછે મને ખબર ના આવિરે ॥ સમ૦ ૧ ॥ સાંભલો બઈ એક સંમલી આવી, માલા ગગન લેઇ વાધીરે, વંદ્રાવનમાં ચારતાં, મોહનજીને હાથ લાગીરે ॥ સમ૦ ૨ ॥ અમો વહુવારૂ વચન હા કાડુ, નહી તો પર મંત્ર કીજેરે, મોહનનું મુખ મીઠુ કરાવી, માલા માગી લીજેરે ॥ સમ૦ ૩ ॥ તમે પરસપર પુછી જો જો, બોલ ના પડે બારરે, રામક્રક્ષ પ્રભુને રીઝવતાં, પાંમો પદારથ ચારરે ॥ સમ૦ ૪ ॥ પદ૦ ૧૦॥

પદ ૪૧૦ રાગ ઉપરનો

તારે નણદી કે છે વાત, સમ સા ખાસોરે, જારે આવશે મારો ભ્રાત સાચાં થાશોરે, કેહેવા દે તુ મારા ભાઇને, કાંનજી છે અતી વાહાલોરે, શાંમલીઆને કહે સારા દીસો છો, માલા મારી તમે ધાલોરે ॥ સાચાં૦ ૧ ॥ તે દાડા કહુ કરૂણા કરીને, હુ કાંહીક આવી વીસારીરે, તમે કાંનને કાંઈ નવ દીઠા, સાખી છે સઈઅર મારી રે ॥ સાચાં૦ ૨ ॥ નીશદીન હરી ને નીરખી ટાલી, એને અન ના ભાવેરે, સાંમલીઓ સાએલો થઈને, વહુજી માઠે આવેરે ॥ સાચાં૦ ૩ ॥ સાચુ કેહેતાં સુખે રીસાવો, લજા મુકી દાભીરે, સાંમલીઆને સરવે સુંપી, નવરાં થયાં ભાભીરે ॥ સાચાં૦ ૪ ॥ જેવું દીઠું તેવું કહેતાં, મનમાં માઠુ ભાસેરે, રામક્રક્ષ પ્રભુ પાસે રમતાં ગામો ગાંમ ગવાશોરે ॥ સાચાં૦ ૫ ॥ પદ ॥

પદ ૪૧૧ રાગ ઉપરનો

તમે ઓચંતા કાંહાથીરે આવા મારા વાહાલારે; મને મારગમાં સું બોલાવીરે, નંદજીના લાલારે; વારે વારે સુ આવો મારા વાલા, મારી નણદી કરે છે લવરી રે, સેરીએ જોઉ તાંહાં સાંમા આવે, હવડાં નથી હું નવરી ॥ મારા૦ ૧ ॥ આંખલડી આંજી મુખ માંજી, લીલાવટ ટીલડી સારૂંરે, પ્રેમ પટોલી ઝેણી ઝેણી પહેરૂ, દલ રીઝાવું તારૂંરે ॥ મારા૦ ૨ ॥ લટકો કરીને હું બેડલુ લેઉ, કંઠ કપોત સહી લંકેરે, મારા સમજો સાંમુ જો જો, તારી અટપટીઆરી આંખેરે ॥ મારા૦ ૩ કારજડુ કોરીને પેઠા, નંદ કુંવર છે કાલોરે, રામ ક્રશ્ન પ્રભુ મોહન મુરત, અંતઃકરણ બહુ વાહાલારે ॥ મારા૦ ૪ ॥

પદ ૪૧૨ રાગ ઉપરનો

તારે બોલા સુંદિર શાંમ, નણદી કાંહાંછેરે, નણદિ ગઇ છે હવડે બાહાર, તારે મોહન ઘરમાં પેઠારે,કોઈ નવ જાણે એવી કળા કીધીરે,જઈ એકાંતે બેઠીરે ॥ નણદી૦ ૧ ॥ બાર થકી આવી મતવાલી, છેલ છબીલી ભાલીરે; હલવેસુ અલબેલે વાલે, ભીતર દિધુ તાલુરે; રામાં ત્યારે થરથર ધ્રુજી, મુખડે ના બોલાયરે; બાહાર હુ તો તે ઘરમાં કાંથી, આતે સું કહેવાયરે ॥ નણદી૦ ૩ ॥ સાંમલીઓ કે સાંભલ સાંમા;તું પગલાં ચાંપતી માહારાંરે; હાથ આવી હાવે નહી મુકુ; વસતર ઉતારી લેઉ તારાંરે ॥ નણદી૦ ૪ ॥ ચોલીના કકડા ત્રણ કીધા નવ રંગ ચુંદડી ફાડીરે; રામ ક્રસ્ન પ્રભુ તરત સટીઓ તોડી નાકેથી નથ કાડીરે ॥ નણદી૦ ॥

પદ ૪૧૩ મું રાગ પરજીઓ

જપો તમે તે રૂડા રામને, કાંઈ આણીને હેત; હજી બાજી છે હાથમાં કહુ છું જીવ ચેત ॥ જપો તમે રૂડા રામને૦ ૧ ॥ એરામ રામારે રામરામા મુવા પછી તને નહી મળુ; દોડાદોડ કરવું નહી, નથી તેમાં કંઈ માલ ॥ જપો તમે૦ ૨॥ જેણે આતો જીવને ગડો, કર્યું જોઇએ તેમાટ; તેને તું તો કેમ ભુલીઓ, જેથી માઠી થાય હાલ ॥જપોતમે૦૩॥ લાલસાહેબબની સું કર્યું સુ કર્યું ધુતી લોક; રૂડો આપો તને જન્મ તો, એવું કરવાને કામ ॥જપોતમે૦૪॥ સું કર્યું લોભને લાલચે,તેથી જન્મ થયો ફોક ॥જપોતમે૦

॥૫॥ રૂડો આપો તને જન્મનો, એવા કરવાને કામ; તારે માટે હરીએ ક ર્યું; ખાવા પીવાને ધામ॥ જપો તમે૦૬॥ હરી જોઈએ તે આપેછે, આપો રૂડો અવતાર; ચાલવા જોવા સુંગવા, કર્યું જેણે તૈયાર; જપો તમે ૭ મા થે તાણી લીધે પડશે, અતીશય દુઃખ; નવ કરો તમે મમતા, રામ જપોતે સુખ ॥જપો તમે ૮॥ કેમ નથી તુતો માનતો, તને રાખો ગર્ભ માંહ; ત્યારે સુતું બોલીઓ, કેમ ભુલીઓ આંહ;॥જપો તમે૦૯॥ ચોરાશી ફેરા ફરતા, આવશે મનુષ્ય દેહ; ફરી આ કાયા નહી મલે, ભજો આણીને હેત ॥ ॥જપો તમે રૂડા રામને૦ ૧૧ ॥ માટે ચેતીને તમે ચાલજો, મુકી દેને મ-નની આશ ॥ ભજી લેને રૂડા રામને૦ ॥ કહે છે સામલદાસ ॥ જપો તમે રૂડા રામને૦ ॥ એ રામ રામારે રામ રામા.

### પદ ૪૧૪ મું રાગ ધોલ.

જે જે જગત ગુરૂ પરઆતમા, તારો મહીમા સો કહીએજો; એક જીભાનો સો આશરો, શેશ શહસ્ત્ર મુખે પાર ના લહેજો ॥જે જે જગત-ગુરૂ પરમ આતમારે ૧ ॥ સગર તીરે જે ઉભા હશેરે, તેતો ત્રઠના વરણ પરકાશેજો; માયા જાલનો પાર આવે નહી, આપાર કઈરીતે તેઓ ચડશેજો ॥ જે જે જ૦ ॥ અગમ નીગમ તે અનુમાન કહે; સલીતા પુર વરસાદ વરસોજો; ધુમર દેખીને વહજા કહે, આંના પુરૂશની સુરતે ચાલજો ॥ જે જે જ૦ ॥ બાજી બાજીગરને નવ લહે, પુત્ર પીતાને તે સુ જાણેજો પ્રી-તમ જે પરમારથ પીછશે, તે તો અખંડ પદવી પાંમે જો ॥ જે જે જગત ગુરૂ પરમાતમારે ॥

### પદ ૪૧૫ મું. રાગ ધોળ

પડપંચ મુકી દોને માહારા પ્રાણીઆરે, અંતે સાચુ હશે તે ફલશે જો, કોટી આગીઆ અજવાલુ કરે, રવી વિના રજની તીમીરના ટલશેજો ॥ પડપંચ૦ ૧ ॥ ના જાણ્યા અંતરજામી હરીજો, તે કેમ ઉતરસે પારજો; કરમ શુભ અસુભ કીધાં હશેરે, અંતે આવી હાજર થાશે જો ॥પડપંચ૦ ૨ ॥ મુસેહન સતના કકડા કર, એવું મન આતમનું હેતજો, પ્રીતમ પો-તાના અંગની ઓલખ નહી, દુખ પામસે પોતે જો ॥ પડ પંચ મુકી દો ને માહારા પ્રાણીઆંરે૦ ૩ ॥

પદ ૪૧૬ મું રાગ ધોલ.

સંત ક્રીરપાથી છુટે માયા, કાયા નીરમળ થાય જોને, સાસ ઉસાસ સમરણ કરતાં; પાંચે પાતીક જાય જોને; કેસરી કેરે નીંદે નાસે કોટી કુંજર જુથ જોને; નારાયણને નામે પામે, નાસે જમના દુત જોને. અગનીને ઉધઇ ના લાગે, મહા મણીને મેલ જોને; અપાર સીંધુ મહા જળ ઊંડુ, મરમીને મન સેલજોને, બાજીગરનિ બાજી તેતો, જંબુરો સઉ જાણે જોને, હરીની માયા માહા બલ્લવંતી, સંત નજરમાં ઘાલે જોને, સંત સેવા તાં સુકરીત વાધે, સેજે સરસે કાજ જોને, પ્રીતમનાંસ્વામીને ભજતાં થાય અખંડ રાજ જોને.

પદ ૪૧૭ મું. રાગ ધોળ

સંત સમાગમ જે કોઇ કરશે, તેને પરગટે પ્રેમ જોને, .જે ધાતુને પારસ પરસે, તેતો હોએ હીમ જોને, કથીર કાંસુ હિમ ન હોએ, કોઢ પારસ પરસે જોને, સુની છીપ તો ઉપર ન આવે સવા સો મણ વરસે જોને; અચેતને ઉપદેશ ન લાગે, શીવ બ્રમા સમઝાવે જોને, જેહનો અપાર અંતસકરણ, તેહને સમજણ નાવે જોને, જેને હરદે કબુધ્ર કાલજે, તેને ના લાગે રંગ જોને, અદડ ઉજલા કભુ ના થાએ, જઈ ડુબોવે ગંગ જોને. કુસકા કુટે સું થાએ, કણ ના હોય તેમાં જોને, મદના ભરા માને નહિ, તેને સમજણ કાંથી જોને, પાપીને પરમોદ નાં કરીએ, મુનગર ડીને રહીએજોને, કહે પ્રીતમ તુલસી તોડી તરત પુગુ પાના ગાય જોને.

પદ ૪૧૮ રાગ શ્રી રૂક્ષમણીનો સંદેશો.

શ્રી દ્વારકાનો નાથરે જાદવરાય, કુડલપુરમાં પધારજોરે. ॥ ૧ ॥ કહે રૂક્ષમણી કાગલ લખી મોકલેરે, ભગત વાછરૂ ભગવાનરે ॥ જાદવરાય ॥ કુડલપુરમાં પધારજો ॥ હે પત રાખો પ્રેમસુરે, હરીભટ વેગેસુ જાયરે ॥ સાંમળીઆ તમે સાંભળોરે, અબળા કેરી વાતરે ॥ જાદવરાઅ ॥ કુંડપુર ॥ હે જસ તમારો સાંભળોરે, ત્રપ્ત થયા મારા કાનરે ॥ જાદવરાય, કુડલપુર ॥ હે રૂપ તમારૂ મેં હૈયે ધર્યુંરે, નારદજી ને કાનરે ॥ જાદવરાય, કુડ૦ ॥ તે દીનને પ્રભુ કારેણેરે, તજીઆં ઉદેકનને અનરે ॥ જાદવરાય કુડ૦ ॥ હું છું શ્રીના ભાગનીરે, શ્રીઆરો લેઇને જાયરે ॥ જાદવરાય, કુડ૦ ॥ હે

આંખડીએ ઝુરતી, તેની તમે કરજો સાઅરે ॥ જાદરાય, કુલ૦ ॥ હે અ-વગુણ ઊર ધરેશો નહીરે, જેસો નહી કાંઇ જાતરે ॥ જાદવરાય, કુડ૦ ॥ સુકન થયા ને ભટ આવિઆરે, આલ્યાં છે આદરમાનરે ॥ જાદવરાય, કુડ૦ ॥ જનમ જનમની હું દાસી તૈયારે, ચરણ કમલની આશરે ॥ જા-દવરાય ॥ કુડ૦ ॥ રૂગનાથના પ્રભુ સાંભળોરે, અબળાની પુરજો આશરે ॥ જાદવરાય, કુંડલ૦ ॥

પદ ૪૧૯ મું રાગ થાલ.

જોને બેહેની ગોવાલીઆમાં ગોવંદજીરે ગોપાલજીરે કરમલડો જમે જગન કરે તેને સપને ના આવે, આહેરડામાં રમેરે ॥ જોને બેની૦ ॥૧॥ એક એકનાં ભાથાં રે છોડાં, જઇ હરી આગલ દાખુંરે, નાહાનાં વીધનાં શાક પાકડી, જઇ જાદવરાય ચાખેરે ॥ જોને બેહની ॥ ૨ ॥ બ્રહ્મ સુદન થી બ્રહ્માજી પધારા, વાછરૂવાં હરી લીધારે; જેવી જેવી ભાતને તેવ તે-વાંાં, તતખણ પ્રગટ કીધાંરે ॥ જોને બેહની૦ ૩ ॥ બ્રમાજીએ મન વી-ચારૂ, આપણાં મીન તણું રૂપ લીધું રે, જલ અછમન લેશે ચત્રુભુજ માહા પરસાદ પાંમીસું રે ॥ જોને૦ ૪ ॥ અંતરજામીએ તતક્ષણ જાણું, આપણાં મીન તણું રૂપ લાવારે, નરસૈઆનો સ્વામી ચતુરશીરોમણ; કમલીએ કર લોહોવરાવાંરે ॥ જોને બેહેની૦ ૫ ॥

પદ ૪૨૦ રાગ થાલ

આજ માહારે આંગણીએ શ્રી વંદરાવનચંદ જમવા આવોને. ॥ શાક તલીને શીરો કરો, પુરીને પકવાન ॥ જમવા૦ ૧ ॥ કહડી વડીને કાલેરાં, મરીઆલાશા મગ ॥ જમવા૦ ॥ ભાત ભલોને કાંઇ દાલ કરી, ઉપજાવો આણંદ ॥ જમવા૦ ૨ ॥ જલ જુમનાંની ઝારી ભરી, આછ-મન લો માહરાજ ॥ જમવા૦ ॥ પાન સોપારી પાતલીઆ લવીંગનો મુ-ખવાસ ॥ જમવા૦ ૩ ॥ આરોગીને ઉઠતાં, આપે નાહાનોદાસ ॥જમવા૦॥

પદ ૪૨૧ મું રાગ થાલ.

ઉઠો જમવા અલબેલા કાંન, પ્રેમ કરી પીરસું પકવાન; ખાજાં જલેબી ખરી કલી, મોલી પુરી ઘીમાં તલી; પેંડા ઘેબર લાકડશી ઘણાં એલચી દાણાં સાકરીઆ ચણાં, દલ મગદલ રૂડી રીતે કરૂં, શામલીઆ

ના મોહો આગલ ધરૂ; માલ પુવા મન ભોગ કણસાર, સેવા ખાંડ સ- ઉથી શીકાર; રાજેલાં કેલાને આથી પોલી; આંબા રસ મેહેલાં ઝોલી, ઘી તાવાં ગાય ગવરી તણાં, ભાવે એટલાં મેહેલાં ઘણાં, ભાવ કરી મેં ભજીઆં કરા, ભાવે એટલા મુકાં ઘણાં, પાપડ કેરી અથાણાં કરાં આદુ લીંબુ બીલી તણાં, ભાત દાલ કરમોને કહડી, રાઈ તડે બહુ રાઈ ચડી, વીધ વીધ નામાં કીધાં શાક, વાહાલોલો લીલુવા વંતાક, આરીઆં કો- ઠમડાં તુરીઆં તલા, કાલેરા કંકોડા બે એકઠાં ભલાં, કોલુ ગવાર ચોલાની ફલી, મેથી તાંજલદાની ભાજી તલી, જોડે મુકયાં મીઠું મરી, જેમ જોઇએ તેમ લેજો હરી; જલ જુમનાંનું આણું નીર; બાસઠ પાનનિ બીડી કરી, એલચી દાણાંને લવીંગ સોપારી, જાયફલ જાવંતરી સારી; ધન ધનરે આજુનો દન, હરી જમે ને માહારૂ હરખે મન, આરોગી ઉઠા મહારાજ, ચરણદાસનાં સરીઆં કાજ ॥

પદ ૪૨૨ મું રાગ થાલ.

તેડતહે મેં તેરી લાલકુ તેડતહે મેં તેરી; રૂજની બોહોત ગઇ મેરે પ્યારે, કાં ના કરો તુમ વારૂ ॥ લાલજીકુ૦ ૧ ॥ લાડુ પેંડા પકવાંન મી- ઠાઇ, સેવો સરસ સવારી, ભાંત ભાંતકો ધરો હે અથાણો, નાહાના વીધ તરકારી ॥ લાલજી૦ ૨ ॥ સીઆ સરજુસે જલ ભર લાઈ, હાથમાં કં- ચન ઝારી; આપ જમત ભરથજીકુ પુછત; કાહા પીરસો મેં તારી ॥ ॥ લાલજી૦ ૩ ॥ સીઆજી દુદ કહડ કર પીરસો, મેવા મીસરી ડારી, તુલશીદાસ જન દવારે ઠાડે, જુઠણ કે અધીકારી ॥ લાલજી૦ ૪ ॥

પદ ૪૨૩ મું. રાગ થાલ.

મેંતો જુગતે સુ દહીં જમાવારે, વાહાલાજીને જમવાને; મે તો ફુ- લડે સેજ સમારીરે રંગ ભેર રમવાને, રૂપ જુવોને રોટલારે કેરૂ, તુપ તરતનો તાવરે, પાકનો પ્રેમલ પુછો નાકને, શાક ભલાં છમકારાંરે ॥ વાહાલા૦ ૧ ॥ પેપકવાન મીઠાઇને મેવા, હુંતો સામગરી નથી ચુકીરે; પાપડ કાકડ કેરી કોચલી, ભોજન ભરી ભરી મુકાંરે ॥ વાહાલા૦ ૨ ॥ રાઇતડે બહુ રાઇ ચડાવી, માકાં તે મન હરી લીધાંરે; રામકૃષ્ણનાં પ્રભુ જમવાને કારણ, સુરાણા પુરાણા કીધાંરે ॥ વાહાલા૦ ૪ ॥

પદ ૪૨૪ મું રાગ થાલ

મહારે ઘેર આવજો માંવા, મધરાતે ઢેબરાં ખાવા;આજરીનાં એ ઢેબરાં કીધાં, તલીઆં તાતે તેલ; કકડો પાપડ કોચલી, માંહી દહીનું દડબુ મેહેલ ॥માહારે॥ ગોલ આંબલીની કડી કીધી, માંહે મઠાની દાળ; છાંટો ઘીનો મેહેલશું· તુતો ભાણા સામું ભાલ ॥ માહારે૦ ॥ દેહને તે તો દેવને, માહારા બંધણુ ગઆં છે છુટી; એકાવલી કેરૂં વરત હતું તે, કોલી એ લીધું લુંટી ॥ માહારે૦ ॥ ભડકાનો તો ભાવ થયો છે, ઝીણું ભડકુ ભડ; મોલી છાશમાં માવજી, તુ નાહાનું કેરૂ કડ ॥ માહારે૦ ॥ પંચકણીની રોટલી પીરસુ, પાસેરે મેહેલુ દુધ; જીવણના સ્વામી જમી કરીને કરજો કુદાકુદ ॥ માહારે૦ ॥

પદ ૪૨૫ રાગ થાલ.

સાંભલ કાલા કાન કાનુડા, હું વાત કહું લે માંનીજો, ગામને છેડે ખેતર માહારૂં, તે ખરી નીશાની જો; માહારા ખેતરમાં પુંખ પાપડીઓ, ખંતે બહુ ખવરાવું જો, મીઠા મોહન તાહરા કાજે લાવુ મીઠા મેવાજો; ચુંપ કરીને ચાલી આવે જશોદાના જાયાજોને; તાહારા કાજે હું લાવી છું મીઠા મેવા ખાવાજોને; સવરી બાઇના સામા ગયા, એઠા ચાખા બોરજો, હેવા મીઠા હું લાવી છું, ઝીતાવણીનો લોટજો. સાંમલીઆજી સગપણ રાખો, હું છું કલખણ ભોટજો; ખેતરનું નામ હતું ભંઠીઉં, કદી ન થાતું સેરજો; પાતલીએ જારે પગલા માંડયા, આપુ છે સાથેરજો; કાલાં દરીએ કેલાં પાકયાં, અમુલ પાકયાં આંબાજો; દ્વારકાંના સાંમીસાંમલીઆ, સનમુખ જોયા સામા જો.

પદ ૪૨૬ મું રાગ થાલ.

આજ અમારે આંગણીએ શ્રી વનરાવનચંદ, જમવા આવોને, પ્રેમ કરીને પાતલીઆ, ઉપજાવો આનંદ ॥ જમ૦ ॥ સાકર કેરો શીરો કરો પુરીને પકવાન ॥ જમ૦ ॥ દાલ કરીને ભાત ભલો, ગી ગવરીના માંય ॥ જમ૦ ॥ કડી વડીને કારેલા, તલીઆ અમરીત શાક ॥ જમ૦ વડા વેડમીને વટાણા, પાપડને કનસાર ॥ જમ૦ ॥ જલ જુમનાંની ઝારી ભરી, આછમણ લો મહારાજ ॥ જમ૦ ॥ લવીંગ સોપારીને એલ-

ચી, બીડલે બાસક પાન ॥ જમવા૦ ॥ આરોગીને ઊઠતાં, આપે નાહાનો દાસ ॥ જમવા આવોને ॥

### પદ ૪૨૭ રાગ થાલ

ધન ધનરે આજુનો દન જીવણ જમે છે; માહારૂ મોહઈ રહયું છે મન ॥ જીવણ જમે છે ॥ ઘણી જમવાની જુગતાઇ, જીવણ જમે છે, ઘણી બેકાની મુગતાઈ ॥ જીવણ૦ ૨ ॥ ગણી મેડાઇઓ બહુ ઉતારી ॥ જી૦ ॥ સૌ હતુ જમને હાથ ॥ જી૦ ૩ ॥ ઘણું સુરણ પુરણ શાક ॥ જી૦ ॥ પુરી લાડુને દુધપાક ॥ જી૦ ૪ ॥ વડા વેડમીને કણસાર; ॥ જી૦ ॥ જે જોઇએ તે માગી લેજો ॥ જી૦ ॥ માહારે સાંમલીઓ સાથે ॥ જી૦ ॥ પીરસીને પોતા કીધાજી, દાળ ચંપા કેરો છોડ ॥ જી૦ ૬ ॥ રાણી રૂખમણી ઢાલ વાએ ॥ જી૦ ॥ તાં રૂગનાથ ગુણ ગાએ ॥ જીવણ જમે છે ॥

### પદ ૪૨૮ મું રાગ થાલ.

અવીનાશી આવોને, જમવા કૃષ્ણ હરી; શ્રી ભકિત ધરમ સુતરે, જમાડુ પ્રીત કરી; ફુલ વેરાછે, મહીઆગળ મંદીરરે, ચાખડીઓ પહેરીરે પધારો લટકંતા, બાજઠે બેસાડીરે, ચરણ કમલ ધોવું, પામરિએ પ્રભુજીરે, પાવલીઆ લોવું, ફુલેલ સુગંધીરે, ચોલું શરીરે; હેતે નવરાવુંરે, હરી ઉંને પાણી, પેરાવું પ્રીતેરે, પીતાંબર ધોતી, ઉપરણી ઉછાડુરે અતી ઝીણા પોતી; કેશર ચંદનનુંરે ભારે તીલક કરયું; વંદન કરી વીઠ્ઠલુરે, ચરણે શીશ ધરૂં; ઉર હાર ગુલાબીરે, ગજરા બાંધીને, નીરખુ નારાયણરે, દ્રષ્ટી સાધીને શીતલ સુગંધીરે કલશ ભરા જલના, ઉલેચ બાંધાછેરે ઉપર મખમલના; કંચન બાજઠરે બીરાજો બહુ નામી; પકવાન પીરસીરે, થાળ લાવુ સ્વામી. મોતૈયા લાડુરે, સેવૈયા સારા; તમ કાજે કરા છેરે લાકડસી સારા. મગદળને સેવદળરે, લાડુ સારા છે; ખાજાને ચુરમાં રે, ચુરમાં ગોલના છે; જલેબી ગેબરરે, બરફી બહુ સારી; પેંડા પતાસારે સારા સુખકારી; મરકીને મેસુરરે, જમો જગજીવનજી; સુતરફેણીછે રે ભક્તી નંદનજી. ગગને ગાંઠીઆંરે, ગુંદવડા વાલ્લા; ગુલાબ પાક જમજોરે, ધરમ તણા લાલા; એલચી દાણારે ચણા છે સાકરીઆ; ગુંદરપાક સુંદરરે, જમજો ઠાકરીઆ. ટોપરાપાક સારારે સકરપારા, સેવો

ગી સાકરરે, તમે છો જમનારા; કેશરીઓ બીરંજરે, ગળ્યો ને મોરો છે સાકરીઓ સીરોરે લીસો ઘોલો છે; લાબશી કંસારરે, ગી બહુ લસબસકે ખીર ખાંડ રોટલીરે, જમો બહુ સરસ છે, મહી ચારોલીરે, દરાખ બહુ નાંખી છે; દુધપાક કરો છેરે જુવો હરી ચાખીને, પુરી કચોલીરે પુરણ પોલી છે; રોટલી ઝીણીરે, ઘીમાં બોલી છે. પાપડ પુલારે મીઠા બહુ લાગે માખણને મીસરીરે માવો દહી ગુડી; ગઉની બાટીરે બાજરીની પુરી; ઝાઝીવાર ગીમાંરે, હરીમેં ઝબોરી. તલપાપડી સુંદરરે બીજી ગલપાપડી ગાંઠીઆ કલીરે ત્રીજી ફુલવડી; ભજીઆંને વડાં રે, સુંદર દહીંતરાં રે, વ-વગારા ચણારે, માંહી મીઠુ મરી; ગુંજાના વડારે, ફાફડા ફરસા છે; અડ-વી આદાનારે, ભજીઆ સરસા છે; કંચનને કટોરેરે પાણી પીજોજી; જે જે કાંઇ જોઇએ રે; માગી લેજોજી; રોટલી રસ સાકરરે, જમજો અલબેલા રઇણોને રોટલી રે, ખાંડ કેળા ઘણા. મોરબો કરોરે દ્રાખ કેરી તણો; ઈ-લાયચીનો પીરસોરે, આંબા મોહોર તણો. મેં કડણ કરી છે રે દાલ કરી પાતલી પીરસીરે દાલ મસુરની; મગ અડદનીરે કરી છે ઘોઇને, ચોલાને ચણાનીરે, ગીમાં કરમોઇને; દાલને ભાત જમજોરે સાકર નાંખી છે, દુધ ને ભાત સારૂરે, સાકર રાખી છે. દુધની તર સાકરરે, ભાત જમો પહેલા સાકર નાંખીરે દુધ પીઓ છેલા; જે જે કાંઇ જોઈએરે, તે કહેજો અમને; કાંઇ કસર કરોતોરે મારા સમ તમને. જીવણ જમીનેરે ચલુ કરો નાથ; ચંદન ગારેસું રે ધોવરાવું હાથ; તજ એલચી જાયફળરે, જાવંત્રી સારી; કાથોને ચુનોરે, સારી સોપારી. નાગરવેલીનારે પાન લાવિ પાકા; ધોઇને મુકા છેરે અનોપમ છે આખાં. માંઇ ચુરણ મેલીરે બીડી વાળી છે; લ-લીત લવીંગનીરે ખીલી રશાલી છે; મુખમાં હું મેલુરે બીડી પ્રીત કરી; આરેતી ઉતારૂરે, પ્રભુજી ભાવ ભરી. ફુલસેજ બીછાવુંરે પોઢો પ્રાણપતી પાવલીઆ ચાંપુરે, હઇડે હરખ અતી. થાળ ગાયો પ્રીતેરે, ધર્મ કુળ મુ-ગટ મણી, આપો સામળદાસનેરે, પ્રસાદિ થાળ તણી.

### પદ ૪૨૯ રાગ થાળનો

આવો આવોને દીનદયાલ દુખડાં હરવાને, મેં પ્રેમે પીરસ્યો થાળ ભોજન કરવાને; તમે જગજીવન નાથ હેત ધરી આવો, હું દુરબલ જોડુ

હાથ મુજ મન એ લાવો ॥ આવો૦ ૧ ॥ તમે ભક્ત તણા પ્રતીપાલ લી એ હું જાણું રે, છો રંકતણા પ્રતીપાલ હું શું વખાણું રે ॥ આવો૦ ૨॥ તમે ભીલણ કેરા બોર હરી હેતે ખાધા, રૂશી કેરા ઉત્તમ અન અંગીકૃત નહીં કીધા ॥ આવો૦ ૩ ॥ સુદામા તણા તાંદુલ અમરત સમ ગણીઆ ॥ તેને રીદ્ધી દીધી અનેક કંચને ઘર ચણીઆ ॥ આવો૦ ૪ ॥ પ્રભુ વીદુરજીને ઘેર જમી આવ્યા ભાજી, દુરજોધનના મીષ્ટાન હરિ કર્યા ત્યાગી, ॥ આવો૦ ૫ ॥ વળી કરમાબાઇનો ખીચડો તમે જમીઆ; સ-બરપર નહીં ચીત નીજ મન ગમીઆ ॥ આવો૦ ૬ ॥ એવા જોઇએ અતી દ્રષ્ટાત મુજ મન રાચુ છે, હું દુરબલ કેરૂં અનલો હું જાચુ છુ ॥ આવો૦ ૭ ॥ અનો સુથમ છેરે પ્રસાદ નહી પડશે ભારિ, પુરો નીજ જને કરી આશ સુણી વીનતી મારી ॥ આવો૦ ૮ ॥ જન પાત્ર ધર્યું છે પાસ માન કરો પ્રીતે, વદી તાંબુલનો પ્રસાદ મેલો જગ રીતે ॥ આવો૦ ૯ ॥ પ્રભુ પ્રીતે કરી સાષ્ટાગ મન માની લેજો, નરસી જાણી નીજ અંગ દાન દયા દેજો ॥ આવો૦ ૧૦ ॥

## પદ ૪૩૦ મું રાગ થાલનો.

જમો મારાવાલા ચંમર ઢોરૂ, પાતલી પોલીને ગીમાંજઓરૂ॥જમો૦॥ દાલ ભાત હુતો ભાવેરે પીરસુ વડા વેડમીને ચુરમા ચોલુ ॥જમો૦॥ કેરી કરમદાના લોને અથાણાં, જુમનાના જળમાં રંગભેર રોળુ ॥જમો૦॥ લ વીંગ સોપારી એલચી લોને, પાનના બીડલા વાલી વાલી આપુ ॥જમો, કલાંણના સામીને ઝાઝું સુ કહીએ, કયાં તારી સખીઓને કયા તારૂ ટોળુ ॥ જમો૦ ॥ આ તારિ સખીઓને આ તારૂ ટોલુ; જમો મારા વાલા ચંમર ઢોળુ.

## પદ ૪૩૧ મું રાગ થાલનો.

લાવી લાવી લટકંતી વ્રજનારકે, મેવા મીઠડારે લોલ; વાલા મારા સંનસારમાં એક સારકે, જેણે હરી દીઠડારે લોલ; વાલા મારા જાવરે વિ દુરને ઘેરકે, ભાજી ચાખલારે લોલ; વાલા મારા ભકત તણે ઘેર આવોકે, સી રસ ભાવનારે લોલ વાલા મારા તુલસીનુ પત્ર ધરાવુકે, ભુખ્યા હરી ભાવનારે લોલ; વાલા મારા રંક તણી મનવારકે, માની લીજીએરે લોલ

વાલા મારા જળ જુમનાનિ ઝારીકે, આચમન કીજીએરે લોલ વાલામારા લવીંગ સોપારીને એલચીકે, મુખવાસ કીજીએરે લોલ, મેહેતા રામ કૃશ્ન જન રંક કે, રતી એક દીજીએરે લોલ.

પદ ૪૩૨ મું રાગ સામેરી. થાલ

અની હો ગીરધારી ગુણવંતા અમ ઘેર પરૂણલોરે, બેની મારે હૈડે હરખ ના માય; અનીહો સુખલડી સમારી રે મેવા મંગાવીઆરે, જમવાને બેઠા જદુરાય ॥ ગીરધારી૦ ૧ ॥ અની હો દુધપાક ને ખાંડરે વડા ને વેડમી રે, સુંદીર સેવો ને કણસાર, અની હો હેત કરીને રે હરીને હું પીરશુરે, માહે ઘી ગવરીનાં સાર ॥ ગીરધારી૦ ૨ ॥ અની હો લવીંગ સોપારીરે બીડી પાનનીરે, વાલા હું આપું હાથો હાથ, અનીહો સખી રૂગનાથનો રે સામી સામરોરે, અલબેલો અગ તે વ્રજને હાથ. ગીર૦૩॥

